બીજા અધિકારે વ્રતો પ્રથમ ન લીધા હોય તો લેવા અને લીધેલા હોય તો યાદ કરી ફરીથી ફેરફાર કરીને લેવા. આ વખત પચ્ચખ્ખાણ આપવા તે પણ અવસર જોઇને અમુક ટાઇમ સુધીના આપવા.

## વ્રતોચ્ચારણ બીજો અધિકાર.

### પહેલું સ્થળ પ્રાણાતિપાત વિરમણ વ્રત.

કોઇ ત્રસ જીવ નિરપરાધી નિરપેક્ષીને હણવાની બુદ્ધિથી હણવો નહિ. હણાવવો નહિ. કોઈ કાર્ય કરતાં કે શરીરાદિકના રોગનો ઉપચાર કરતાં કરાવતાં પ્રમાદથી હણાઇ જાય તો તેનો આગાર,

### બીજું સ્થૂલ મૃષાવાદ વિરમણ વ્રત.

પાંચ પ્રકારનું મોટકું જુઠું ન બોલવું તે—

૧ કન્યા સંબંધી જુઠું બોલવું નહિ.

૨ ભૂમિ સંબંધી જુઠું બોલવું નહિ.

૩ ચાર પગવાળા જાનવરો સંબંધી જુઠું બોલવું નહિ.

૪ ખોટી સાક્ષી પૂરવી નહિ તથા કુડો લેખ લખવો નહિ.

૫ કોઇની થાપણ ઓળવવી નહિ.

આ પાંચે પ્રકાર બરાબર પાળવા.

### ત્રીજું સ્થૂલ અદત્તાદાન વિરમણ વ્રત.

ચોરી કોઇની રાજ્યદંડ ઉપજે તેવી કરવી નહિ. તાળું તોડવું નહિ. ખીસ્સા કાતરવા નહિ. ઈત્યાદિ.

### ચોથું સ્થૂલ મૈથુન વિરમણ (સ્વદારા સંતોષ) વ્રત.

પરસ્ત્રી સંબંધી બ્રહ્મચર્ય પાળવુ. અવસરે જાવજીવ બ્રહ્મચર્ય ઉચ્ચરીલેવું.

## પાંચમું પરિગ્રહ પરિમાણ વ્રત.

ધન ધાન્ય વધારે મેળવવવા માટે ઉદ્યમ ન કરવો, હોય તેટલાથી સંતોષ માનવો, પછી અવસરે તે પણ વોસિરાવવો.

## છઠ્ઠું દિશા પરિમાણ વ્રત.

દિશાનું પરિમાણ કરી લેવું, પ્રથમ કરેલ હોય તો તેનો સંક્ષેપ કરવો. ઘટાડવું.)

## સાતમું ભોગોપભોગ પરિમાણ વ્રત.

ચૌદ નિયમ ધારવા. પંદર કર્માદાનને વર્જવા ચાર મહા વિગય વિગેરે બાવીસ અભક્ષનો ત્યાગ કરવો. ઇત્યાદિ.

## આઠમું અનર્થદંડ વિરમણ વ્રત.

૧ અપધ્યાન ૨ પાપોપદેશ ૩ હિંસ્રપ્રદાન ૪ પ્રમાદાચરિત એ ચાર ભેદ શાસ્ત્રમાં કહ્યા છે. તેમાંથી જેટલા દૂર થાય તેટલા કરવા. તેમાં લાભ ઘણો છે. ઉપરાંત—

૧ જુગટું રમવું નહિ. ૨ પશુ પંખી પાંજરે ઘાલવા નહિં. ૩ નાટકનાચ વિગેરે તમાસા જોવા નહિં. ૪ ફાંસી આપે ત્યાં જોવા જવું નહિં ઇત્યાદિ પણ વર્જવું.

નવમું સામાયિક,દસમું દેશાવકાશિક,અગ્યારમું પૌષધ, બારમું અતિથિ સંવિભાગ—આ ચાર વ્રતો અંત સમયે આદરી શકાય તેવાં નથી માટે તે વ્રતોની ભાવના રાખી આત્મામાં ચિંત્વન કરવું. અમુક ટાઇમે ચિત્તની સ્વસ્થતા હોય તો સમભાવ રૂપ સામાયિક કરવું. વળી વિચારવું કે ઘરમાં જે કાંઇ ચીજો અધિકરણ વિગેરે મેં મોકળા રાખ્યાં છે તે તમામ મારો દેહ

પડી ગયે વોસિરે વોસિરે કરૂં છું. આ વ્રત પચ્ચખ્ખાણ એટલા માટે છે કે જેમ ખેતરને વાડ કરી હોય તો ખેતરમાં જાનવર ન પેસે ને ચોરી ચોરી ન જાય. વળી ઘરની આગળ કંપાઉન્ડ બાંધવામાં આવે છે જેથી એમ પ્રતિભાસ થાય છે જે આટલી હદ આપણી છે, તેની બહાર આપણો હક્ક નથી, તેવી રીતે વ્રત પચ્ચખ્ખાણ લેવાથી લાંબી ઈચ્છા ન થાય. નવા નવા મનોરથો–તરંગોરૂપી ચોર આત્માને દુ:ખી ન કરે, તેમ વળી આત્મા પણ તેવી સ્થિતિમાં સમજી શકે કે આ ઉપરાંત મારે પ્રતિજ્ઞા છે.

---

## ત્રીજો અધિકાર.

**खामसु सव्वसत्ते, खमेसु तेसिं तुमे वि गयकोहो ।**
**परिहरियपुव्ववेरो, सव्वे मित्तात्ति चिंत्तिसु ॥**

'કોપ રહિતપણે સર્વ પ્રાણીમાત્રને ખમાવો. અને તે જીવોના કરેલા અપરાધને ખમો. પૂર્વનું કોઈ ભવનું પણ વેર તજી દઈને સર્વે મિત્ર છે એમ ચિંતવો.'

શ્રી વાસુપૂજ્ય ચરિત્રમા જેવી રીતે વાસુપૂજ્યસ્વામીના જીવ પદ્મોત્તર રાજાએ અણસણ કરતાં અવ્યવહાર રાશીના જીવોથી માંડી તમામ જીવોની સાથે ખમતખામણા કર્યાં છે તેમ હું પણ સર્વ જીવોની સાથે ખમતખામણા કરૂં છું.

ઘણા કાળ સુધી અવ્યવહાર રાશીમાં (નિગોદમાં) રહેલા એવા મારા આત્માએ અનંત જંતુના સમૂહને જે કાંઇ ખેદ ઉપજાવ્યો હોય તે સર્વને ખમાવું છું. વ્યવહાર રાશીમાં આવી પૃથ્વીકાયને ધારણ કરતાં એવા મારા આત્માએ પાષાણ લોઢું માટીરૂપે

થઇ જે જે પ્રાણીઓને ખેદ ઉપજાવ્યો હોય તે સર્વે ખમાવું છું. નદી, સમુદ્ર, તળાવ, કુવા, વિગેરેમાં જળરૂપે થઈ મારા આત્માએ જે કોઈ જીવોની વિરાધના કરી હોય તે સર્વે ખમાવું છું. પ્રદીપ, વિજલી, દાવાનલ વિગેરેમાં અગ્નિકાય રૂપે થયેલા મારા આત્માએ જે જીવોનો વિનાશ કર્યો હોય તે સર્વે મન, વચન, કાયાથી ખમાવું છું. મહાવૃષ્ટિ, હિમ, ગ્રીષ્મ, ધુલિ, દુર્ગંધ વિગેરેના સહકારી એવા મારા આત્માએ વાયુકાયમાં રહી જે જીવોનો વિનાશ કર્યો હોય તે સર્વેને ખમાવું છું. વનસ્પતિ થઇને દંડ, ધનુષ્ય, બાણ, રથ, ગાડાં વિગેરે રૂપે થયેલા મારા શરીરે જે જીવોને પીડા કરી હોય તે સર્વેને ખમાવું છું. તથા કર્મના વશ થકી ત્રસપણાને પામીને રાગ, દ્વેષ અને મદ વડે અંધ બનેલા મારા આત્માએ જે જીવોને પીડા કરી હોય અથવા હણ્યા હોય તે સર્વોને ત્રિવિધે ત્રિવિધે મન, વચન, કાયાએ કરી ખમાવું છું. તે સર્વે જીવો ચોરાશીલાખ જીવાયોનિમાં રહેલા મારો અપરાધ ક્ષમા કરો. સર્વ પ્રાણીઓને વિષે મારે મૈત્રીભાવ છે; કોઇની સાથે વૈર નથી. વળી જિનેશ્વર ભગવાનની પ્રતિજ્ઞા તથા ચૈત્ય તથા મુકુટ આદિ વસ્તુઓમાં મારૂં શરીર પૃથ્વીકાય રૂપે આવ્યું હોય તેની અનુમોદના કરૂં છું. તથા જળરૂપે થયેલ મારી કાય જિનેશ્વર ભગવાનના સ્નાનાદિ ક્રિયામાં ભાગ્યયોગે આવેલ હોય તો તેનું અનુમોદન કરૂં છું. વળી જિનેશ્વર ભગવાનની આગળ ધૂપ ઉત્ક્ષેપમાં તથા દીપક વિગેરેમાં મારી કાય અગ્નિકાયરૂપે આવેલ હોય તેની અનુમોદના કરૂં છું, તથા તીર્થયાત્રામાં નીકળેલ સંઘના પરિશ્રમના નિવારણમાં વાયુકાય રૂપે મારી કાય કદાચ ઉપયોગમાં આવી હોય તો તેની અનુમોદના કરૂં છું. તથા વનસ્પતિકાય રૂપે થયેલ મારી કાય મુનિરાજોના પાત્રમાં તથા

દાંડામાં તથા જિનેશ્વર ભગવાનની પૂજાનાં ફુલ વિગેરેમાં ઉપયોગી થઇ હોય તેની અનુમોદના કરૂં છું. આ પ્રમાણે અનંત ભવમાં ઉત્પન્ન કરેલ જે દુષ્કૃતના ઓઘ તેને નિંદુ છું અને કદાચિત કોઇ વખતે થયેલ સુકૃતની અનુમોદના કરૂં છું.

—::०::—

## ચોથો અધિકાર.

ચોથા અધિકારે અઢાર પાપસ્થાનક આલોવવા તે પ્રથમ કહેવાયેલ છે.

પાંચમા અધિકારે ચાર શરણ કરવા તે આ પ્રમાણે:—

### પ્રથમ અરિહંત શરણ.

**रागद्दोसारिणं, हंता कमट्ठगाइ अरिहंता ।**
**विसयकसायारीणं, अरिहंता हुंतु मे सरणं ॥**

રાગ અને દ્વેષરૂપી આત્માના વૈરીઓને હણનાર અને આઠ કર્માદિક શત્રુને હણનાર તથા વિષય કષાયારિક વૈરીઓને હણનાર એવા અરિહંત ભગવાનનું મને શરણ થાઓ.

**रायसिरिमवकसित्ता, तवचरणं दुच्चरं अणुचरित्ता ।**
**केवलसिरिमरहंता, अरिहंता हुंतु मे सरणं ॥**

રાજ્યલક્ષ્મીનો ત્યાગ કરી દુષ્કર તપ અને ચારિત્ર સેવીને કેવલજ્ઞાનરૂપ લક્ષ્મીને યોગ્ય થયા એવા અરિહંતનું મને શરણ હો. તથા સ્તુતિ અને વંદન કરવાને યોગ્ય તથા ઇન્દ્રને ચક્રવર્તિની પૂજાને યોગ્ય, શાશ્વત સુખ પામવાને યોગ્ય એવા

અરિહંત પરમાત્માનું મને શરણ થાઓ. સમવરણમાં બેસીને પાંત્રીસ વાણીના ગુણે કરી સહિત ધર્મકથાને કહેતા, ચોત્રીસ અતિશયો વડે કરી યુક્ત એવા અરિહંત પરમાત્મા મને શરણભૂત થાઓ. એક વચને કરી પ્રાણીઓને અનેક સંદેહોને એક કાળે છેદી નાંખતા અને ત્રણ જગતના જીવોને ઉપદેશ આપતા અરિહંત પરમાત્માનું મને શરણ થાઓ વચનામૃતવડે જગતના જીવોને શાંતિ પમાડતા અને અનેક પ્રકારના ગુણોમાં જીવોને સ્થાપન કરતાં તથા જીવલોકનો ઉદ્ધાર કરતા અરિહંત પરમાત્માનું મને શરણ થાઓ.

વળી અતિ અદ્‌ભૂત ગુણવાળા અને પોતાના યશરૂપી ચંદ્રવડે તમામ દિશાઓને પ્રકાશ કરતા અનંતા અરિહંતોને શરણ પણે મેં અંગિકાર કર્યા છે. વળી તજ્યાં છે જન્મ મરણ જેમણે તથા તમામ દુઃખોથી પીડાયેલા પ્રાણીઓને જે શરણભૂત છે અને ત્રણ જગત્તના જીવનો અપૂર્વ સુખ આપનાર છે એવા અરિહંત પરમાત્માઓને મારો નમસ્કા હો.

## બીજું સિદ્ધ શરણ.

**कम्मठ्ठखयसिद्धा, साहावियनाणदंसणसमिद्धा ।**
**सवठ्ठलद्धिसिद्धा, ते सिद्धा हुंतु मे सरणं ॥**

આઠ કર્મનો ક્ષય કરીને સિદ્ધ થયેલા અને સ્વભાવિક જ્ઞાન દર્શનની સમૃદ્ધિવાળા તથા સર્વ અર્થની લબ્ધિઓ સિદ્ધ થઇ છે. જેમને તેવા સિદ્ધ પરમાત્માનું મને શરણ હો.

**तियलोअमत्थयत्था, परमपयत्था अचिंतसामत्था ।**
**मंगलसिद्धपयत्था, सिद्धा सरणं सुहपसत्था ॥**

ત્રણ ભુવનના અગ્રભાગ ઉપર રહેલા તથા પરમ પદ કહેતાં મોક્ષમાં રહેલા એટલે સકળ કર્મનો ક્ષય કરી સિદ્ધ થયેલા તથા અચિંત્ય સામર્થ્યવાળા અને મંગળભૂત સિદ્ધ સ્થાનમાં રહેનારા, અનંત સુખે કરી પ્રશસ્ત શોભાયમાન એવા સિદ્ધ પરમાત્માનું મને શરણુ થાઓ. તથા રાગાદિ શત્રુઓનો તિરસ્કાર કર્યો છે જેમણે વળી ધ્યાનરૂપ અગ્નિએ કરી બાળ્યું છે ભવબીજ જેમણે એવા અને યોગીશ્વરોને આશ્રય કરવા યોગ્ય તથા ભવ્ય પ્રાણીઓને સ્મરણ કરવા યોગ્ય સિદ્ધ પરમાત્માઓનું મને શરણ હો. વળી જગતના જીવોને આનંદ પમાડનારા અને ગુણના સમૂહથી ભરેલા. નાશ કર્યો છે ભવરૂપ કંદ જેઓએ અને કેવલજ્ઞાનના પ્રકાશ વડે ચંદ્ર તથા સૂર્યના પ્રકાશને અલ્પ કરતા, ક્ષુદ્ધાદિ કલેશોનો ઉચ્છેદ કરતા એવા સિદ્ધ પરમાત્માઓ મને શરણભૂત થાઓ. પ્રાપ્ત કર્યું છે ઉત્કૃષ્ટ જ્ઞાન જેમણે તથા મોક્ષરૂપ દુર્લભ લાભ મેળવ્યો છે જેમણે તથા મૂકયા છે અનેક પ્રકારના સમારંભ જેમણે અને વળી ત્રણ ભુવનરૂપ ઘરને ધારણ કરવામાં સ્થંભ સમાન અને આરંભ રહિત એવા સિદ્ધ પરમાત્માઓ મને શરણભૂત થાંઓ

## ત્રીજું સાધુમુનિરાજનું શરણ

**जिअलोअबंधुणो कुगइ सिंधुणो पारगा महाभागा ।**
**नाणाइएहिं सिवसुखसाहगा साहुओ सरणं ॥**

સમગ્ર જીવલોકના બંધુ અને કુગતિરૂપ સમુદ્રના પાર પામનાર મહાભાગ્યવાળા અને જ્ઞાન, દર્શન, ચારિત્ર વડે મોક્ષસુખના સાધનાર એવા મુનિરાજાઓ મને શરણભૂત હો.

**केवलिणो परमोही, विउलमइ सुअहरा जिणमयंमि ।**
**आयरिय उवज्झाया, ते सव्वे साहुणो सरणं ॥**

કેવળજ્ઞાનીઓ તથા પરમાવધિજ્ઞાનવાળા તથા વિપુલમતિ મનઃપર્યવજ્ઞાનવાળા તથા શ્રુતજ્ઞાનને ધારણ કરનારા તથા જિનમતને વિષે રહેલા આચાર્યો અને ઉપાધ્યાયો—તે સર્વે સાધુઓ મને શરણભૂત થાઓ

**चउदसदसनवपुव्वी, दुवालसिक्कारसंगिणो जे अ ।**
**जिणकप्पाऽहालंदिअ, परिहारविसुद्धि साहू अ ॥**

ચૌદ પૂર્વી, દશ પૂર્વી, નવ પૂર્વી તથા બાર અંગના ધારણ કરનાર, અગ્યાર અંગના ધારનાર તથા જિનકલ્પી, યથાલંદી, પરિહાર વિશુદ્ધિ ચારિત્રવાળા તથા ક્ષીરાશ્રવ, મધ્વાશ્રવ લબ્ધિવાળા, સંભિન્નશ્રોત લબ્ધિવાળા તથા કોષ્ટબુદ્ધિવાળા તથા ચારણમુનિઓ તથા વૈક્રિયલબ્ધિવાળા તથા પદાનુસારી લબ્ધિવાળા સાધુઓ મને શરણભૂત થાઓ.

તથા તોડયું છે સ્નેહરૂપ બંધન જેમણે તથા નિર્વિકારી સ્થાનમાં રહેનાર તથા સજ્જન પુરૂષોને આનંદ આપનાર અને આત્મરમણતામાં રમનાર મુનિરાજાઓ મને શરણભૂત થાઓ, તથા ત્યાગ કર્યો છે વિષય કષાયોનો જેમણે તથા ત્યાગ કર્યો છે સ્રીસંગના સુખના આસ્વાદનો જેમણે તથા હર્ષ શોક પ્રમાદ વિગેરેને દૂર કરનારા મુનિરાજાઓ મને શરણભૂત થાઓ.

આ પ્રમાણે સાધુનું શરણ કરીને પછી હર્ષયુક્ત ચિત્તવાળો થયો થકો કેવલીભાષિત ધર્મનું શરણ સ્વીકારવા માટે નીચે પ્રમાણે કહે છે:—

**निद्दलिअकलुसकम्मो, कयसुहजम्मो खलीकयअहम्मो ।**
**पमुहपरणामरम्मो, सरणं मे होउ जिणधम्मो ॥**

## ચોથું કેવલિભાષિત ધર્મનું શરણ.

અતિશય દળી નાંખ્યા છે માઠાં કર્મ જેણે તથા કર્યો છે શુભ જન્મ જેણે તથા દૂર કર્યો છે અધર્મ જેણે ઈત્યાદિક પરિણામે સુંદર જિનધર્મ મને શરણભૂત થાઓ.

**पसमिअकामप्पमोहं, दिट्ठादिट्ठेसु नकलियविरोहं ।**
**सिवसुहफलयममोहं, धम्मं सरणं पवन्नोहं ॥**

વિશેષે કરીને કામનો ઉન્માદ સમાવનાર તથા દેખેલા અથવા નહિ દેખેલા પદાર્થોનો નથી કર્યો વિરોધ જેમાં તથા મોક્ષસુખરૂપ ફળને આપનાર એવા સફળ ધર્મનું મને શરણ થાઓ.

વળી નરકગતિને છેદી નાંખનાર તથા ગુણના સમૂહથી ભરેલ અને બીજા વાદીઓથી પણ મોક્ષ ન કરી શકાય તેવો અને હણ્યો છે કામરૂપી સુભટ જેમણે એવા ધર્મને હું શરણ રૂપે અંગિકાર કરૂં છું.

જૈનધર્મ જગતના જીવોને અપૂર્વ કલ્પવૃક્ષ સમાન છે તથા સ્વર્ગ અપવર્ગના સુખરૂપી ફળોને આપનાર છે. તથા ધર્મ પરમ બંધુ સમાન, સારા મિત્ર સમાન છે. તથા ધર્મ પરમ ગુરૂ સમાન છે. મોક્ષ માર્ગમાં ગમન કરનાર જીવોને ધર્મ સુંદર રથ સમાન છે. આવા પ્રકારના કેવલીભાષિત ધર્મનું મને શરણ હો. આ પ્રમાણે ધર્મનું શરણ અંગિકાર કરવું.

આત્માએ વિચાર કરવો જે ભવાંતર જતાં મને કોઈ શરણભૂત–આધારભૂત થાય તેમ નથી, માટે ખરૂં શરણ આ ચારનું જ કરૂં કે જેથી મારી શુભ ગતિ થાય.

# ચાર શરણા વિગેરે ( પદ્ય )

( ૧ )–મુજને ચાર શરણા હોજો. અરિહંત સિદ્ધ સુસાધુજી; કેવલી ધર્મ પ્રકાશીયો, રતન અમુલખ લાધ્યું જી ॥ ૧ ॥ ચિહું ગતિતણાં દુઃખ છેદવા, સમરથ શરણાં એહોજી; પૂર્વે મુનિવર જે હુવા, તેણે કીયાં શરણાં તેહોજી. ॥ ૨ ॥ સંસારમાંહી જીવને સમરથ શરણાં ચારોજી; ગણિ સમયસુંદર ઇમ કહે, કલ્યાણ મંગલકારોજી. ॥ ૩ ॥

( ૨ )—લાખ ચોરાશી જીવ ખમાવીએ, મન ધરી પરમ વિવેકજી; મિચ્છામિ દુક્કડં દીજીએ, ગુરૂ વચને પ્રત્યેકજી ॥ લાખ૦ ॥ ૧ ॥ સાત લાખ ભૂદગ તેઉ વાઉના, દસ ચૌદ વનના ભેદોજી, ॥ ષટ વિગલ સુર તિરિ નારકી, ચાર ચાર ચૌદ નરના ભેદોજી. ॥ લાખ૦ ॥ ૨ ॥ મુજને વેર નહિ કોઇશું, સહુશું મિત્રીભાવોજી; ગણિ સમયસુંદર ઇમ કહે. પામીશું પુન્ય પ્રભાવોજી લાખ૦॥૩॥

(૩)—પાપ અઢાર જીવ પરિહરો, અરિહંત સિદ્ધની સાખેજી; આલોચ્યાં પાપ છુટીએ, ભગવંત એણીપેરે ભાખેજી ॥ પાપ૦ ॥૧॥ આશ્રવ કષાય દોય બાંધવા, વળી કલહ અભ્યાખ્યાનજી; રતિ અરતિ પૈસુન નિંદના, માયામોહ મિથ્યાત્વજી ॥પાપ૦॥૨॥ મન. વચન, કાયાએ જે કીયાં, મિચ્છામિ દુક્કડં તેહોજી; ગણિ સમયસુંદર ઇમ કહે, જૈન ધર્મનો મર્મ એહોજી ॥પાપ૦॥૩॥

(૪)—ધન ધન તે દિન કદી હોશે, હું પામીશ સંયમ સુ-દ્ધોજી, પૂર્વ ઋષિ પંથે ચાલશું, ગુરૂવચને પ્રતિબુધ્ધોજી ॥ધન૦ ॥૧॥ અંત પંત ભિક્ષા ગોચરી, રણવટ કાઉસગ્ગ કરશુંજી; સમતા ભાવ શત્રુ મિત્રશું, સંવેગ સુદ્ધો ધરશુંજી ॥ધન૦॥૨॥

સંસારના સંકટ થકી, હું છુટીશ જિનવચને અવતારોજી; ગણિ સમયસુંદર ઈમ કહે, હું પામીશ ભવનો પારોજી ।। ધન૦ ।।૩।।

## છઠ્ઠો અધિકાર–દુષ્કૃતની નિંદા.

આખી જીંદગીમાં જે જે પાપકર્મો કર્યા હોય તેની આત્મસાક્ષીએ નિંદા કરવી. તે આ પ્રમાણે:–

"ઉત્સૂત્ર પ્રરૂપણા કરી હોય, તથા પોતાની બુદ્ધિ પ્રમાણે અર્થના અનર્થ કર્યા હોય, હળ, હથીયાર ઘંટી વિગેરે જીવોનો સંહાર થાય તેવાં અધિકરણો વસાવ્યાં હોય, પાપો કરીને કુંટુંબને પોષ્યા હોય, ઇત્યાદિ દુષ્કર્મો આ ભવ તથા પરભવમાં કે ભવોભવમાં કીધાં હોય તે તમામ દુષ્કર્મોને મન, વચન, કાયાએ કરી આત્મસાક્ષીથી નિંદુ છું." એ પ્રમાણે પશ્ચાત્તાપ કરવો

---

## સાતમો અધિકાર–સુકૃતની અનુમોદના.

આખા ભવમાં જે જે સુકૃત્યો–સારાં કૃત્યો કર્યાં હોય તેની અનુમોદના કરવી. જેમકે તીર્થયાત્રા કરી હોય, સુપાત્રે દાન આપ્યું હોય, શીલવ્રત પાળ્યું હોય, માસક્ષમણ. સોલ, આઠ, છ, ચાર, ત્રણ, એ વિગેરે ઉપવાસો તથા આયંબિલાદિકની તપશ્ચર્યા કરી હોય, શુદ્ધ ભાવના ભાવી હોય, ગિરિરાજની નવાણું યાત્રા કરી હોય, ઉપધાન તપ, શાસન પ્રભાવના વિગેરે જે જે શુભ કાર્યો તીર્થંકર ગણધરના આગમને અનુસરી શુભ ભાવનાથી આત્માના હિતને માટે કર્યાં હોય તેની અનુમોદના કરૂં છું. આત્માનું ઉભય લોકોમાં હિત કરનારા આગમોના નામ નીચે પ્રમાણે:—

**૧૧ અંગના નામ.**

૧ શ્રી આચારાંગ સૂત્ર
૨ ,, સુયગડાંગ ,,
૩ ,, ઠાણુંગ ,,
૪ ,, સમવાયાંગ ,,
૫ ,, ભગવતી ,,
૬ ,, જ્ઞાતા ધર્મ કથાંગ,,
૭ ,, ઉપાસકદશાંગ ,,
૮ ,, અંતગડ દશાંગ ,,
૯ ,, અનુત્તરોવવાઇય,,
૧૦ ,, પ્રશ્ન વ્યાકરણુ ,,
૧૧ ,, વિપાક ,,

**૧૨ ઉપાંગના નામ.**

૧ શ્રી ઉવવાઇ સૂત્ર
૨ ,, રાયપસેણી ,,
૩ ,, જીવાભિગમ ,,
૪ ,, પન્નવણા ,,
૫ ,, સુરપન્નત્તિ ,,
૬ ,, જંબૂદ્વીપપન્નત્તિ,,
૭ ,, ચંદ પન્નત્તિ ,,
૮ ,, નિરયાવલિ ,,
૯ ,, કપ્પવડિંસિયા,,
૧૦ ,, પુપ્ફિયા ,,
૧૧ ,, પુપ્ફચુલિયા ,,
૧૨ ,, વન્હિદસા ,,

**૧૦ પયન્ના.**

૧ શ્રી ચઉસરણુ પયન્નો
૨ ,, આઉર પચ્ચખાણુ,,
૩ ,, મહાપચ્ચખાણુ ,,
૪ ,, ભત્તપરિન્ના ,,
૫ ,, તંદુલવેયાલ ,,
૬ ,, ગણિવિજ્ઝા ,,
૭ ,, ચંદ વિજય ,,
૮ ,, દેવેન્દ્ર સ્તવ ,,
૯ ,, મરણુ સમાધિ ,,
૧૦ ,, સંથારા ,,

**૬ છેદસૂત્ર.**

૧ શ્રી દશાશ્રુતસ્કંધ છેદ સૂત્ર
૨ ,, બૃહતુકલ્પ ,, ,,
૩ ,, વ્યવહાર ,, ,,
૪ ,, જિતકલ્પ ,, ,,
૫ ,, લઘુનિશીથ ,, ,,
૬ ,, મહાનિશીથ ,, ,,

**૪ મૂળ સૂત્ર.**

૧ શ્રી આવશ્યક મૂલ સૂત્ર
૨ ,, દશવૈકાલિક ,, ,,
૩ ,, ઉત્તરાધ્યયન ,, ,,
૪ ,, પિંડનિર્યુક્તિ ,, ,,

**કુલ ૪૩**

૪૪ શ્રી નંદી સૂત્ર
૪૫ શ્રી અનુયોગદ્વાર સૂત્ર

ઉપર જણાવેલ ૪૫ આગમો વીતરાગ પરમાત્માના વચનથી અલંકૃત શ્રવણ કર્યાં હોય તે મારા આત્માને શરણભૂત થાઓ.

---

## આઠમો અધિકાર–શુભ ભાવના.

ભાવશુદ્ધિ કરવી એટલે સમતાવાળા પરિણામ કરવા, સુખ દુઃખનું કારણ જીવને પોતાનાં કરેલાં કર્મ સિવાય બીજું કોઈ નથી, માટે હે આત્મા! જે જે દુઃખ આવે તે સમભાવે સહન કરજે, જેવું કરીશ તેવું ફળ પામીશ, માટે કોઇ ઉપર દ્વેષનહિં કરતાં સમતા ભાવમાં લીન થજે.

---

## નવમો અધિકાર–અનશન (આહાર ત્યાગરૂપ) કરવું.

યોગ્ય અવસરે અમુક વખત સુધી ચારે આહારનાં અથવા ત્રણ આહારનાં પચ્ચખ્ખાણ કરવાં. આજકાલ જીવોથી ચાર આહારના જાવજીવ સુધીના પચ્ચખ્ખાણ થઇ શકે નહિં, કારણ કે તેવું સંઘયણ નથી તેમ તેવું જ્ઞાન નથી, માટે અમુક ટાઇમ સુધીનાં પચ્ચખ્ખાણ કરાવવાં.

---

## દશમો અધિકાર–નમસ્કાર કરવા.

દશમા અધિકારે નમસ્કારરૂપ મહામંત્રનું સ્મરણ કરવું. તેનું ધ્યાન કરવું. શુભ યોગથી એક નવકાર પણ ગણવાથી ઘણાં કર્મો તેજ વખત ભસ્મીભૂત થઇ જાય છે. છેલ્લા સમયમાં જીવોએ અપૂર્વ ચિંતામણિ રત્નથી અધિક નવકાર મંત્રનું ધ્યાન છોડવું નહિં–તેમાં જ લયલીન થવું.

ઉપર પ્રમાણે દશ અધિકાર પ્રથમ મૂળ ગાથામાં બતાવેલ છે તે વિસ્તારથી બતાવ્યા. આ દશ અધિકાર જીવોને શુભ ગતિમાં લઈ જનારા હોવાથી દરેક ભવ્ય જીવોએ તેને મન, વચન, કાયાએ કરી આદરવા.

આ અવસરે દશ અધિકારનું (પુણ્ય પ્રકાશનું) સ્તવન તથા પદ્માવતીની જીવરાશિ વિગેરે સમય હોય તો સાંભળવું–સંભળાવવું.

---

### श्री विनयविजयोपाध्याय विरचित

## શ્રી પુણ્ય પ્રકાશનું સ્તવન.

### दुहा.

સકલ સિદ્ધિ દાયક સદા ॥ ચોવીશે જિનરાય ॥ સહ-ગુરૂ સામિની સરસતી ॥ પ્રેમે પ્રણમું પાય ॥ ૧ ॥ ત્રિભુવન-પતિ ત્રિશલાતણો ॥ નંદન ગુણ ગંભીર ॥ શાસન નાયક જગ જયો ॥ વર્ધમાન વડ વીર ॥ ૨ ॥ એક દિન વીર જિણંદને ॥ ચરણે કરી પ્રણામ ॥ ભવિક જીવના હિત ભણી ॥ પૂછે ગૌતમ સ્વામિ ॥ ૩ ॥ મુક્તિ માર્ગ આરાધીએ ॥ કહો કિણ પેરે અરિહંત ॥ સુધા સરસ તવ વચન રસ ॥ ભાખે શ્રી ભગવંત ॥ ૪ ॥ અતિચાર આલોઈએ ॥ વ્રત ધરીએ ગુરૂ સાખ ॥ જીવ ખમાવો સયળ જે ॥ યોનિ ચોરાશી લાખ ॥ ૫ ॥ વિધિશું વળી વોસરાવીએ ॥ પાપસ્થાન અઢાર ॥ ચાર શરણ નિત્ય અનુસરો ॥ નિંદો દુરતીચાર ॥ ૬ ॥ શુભ કરણી અનુમોદીએ ॥ ભાવ ભલો મન આણ ॥ અણસણ અવસર આદરી ॥ નવપદ જપો સુજાણ ॥ ૭ ॥ શુભ ગતિ આરાધનતણા ॥ એ છે દશ અધિકાર ॥ ચિત્ત આણીને આ-દરો ॥ જેમ પામો ભવ પાર ॥૮॥

## ॥ ઢાળ ૧ લી ॥

॥ એ છિંડી કીહાં રાખી—એ **દેશી** ॥

જ્ઞાન દરિસણ ચારિત્ર તપ વીરજ ॥ એ પાંચે આચાર ॥ એહ તણા ઇહ ભવ પરભવના ॥ આલોઇએ અતિચાર રે ॥ પ્રાણી! જ્ઞાન ભણો ગુણ ખાણી ॥ વીર વદે એમ વાણી રે પ્રા૦ ૧ ॥ એ આંકણી ॥ ગુરૂ ઓળવીએ નહિ, ગુરૂ વિનયે ॥ કાળે ધરી બહુમાન ॥ સુત્ર અર્થ તદુભય કરી સૂધાં ॥ ભણીએ વહી ઉપધાન રે ॥ પ્રા૦ ૨ ॥ જ્ઞાનોપગરણ પાટી પોથી ॥ ઠવણી નોકરવાળી ॥ તેહ તણી કીધી આશાતના ॥ જ્ઞાન ભક્તિ ન સંભાળી રે ॥ પ્રા૦ ૩ ॥ ઇત્યાદિક વિપરીતપણાથી ॥ જ્ઞાન વિરાધ્યું જેહ ॥ આભવ પરભવ વળી રે ભવો ભવ ॥ મિચ્છામિ દુક્કડં તેહ રે ॥ પ્રા૦ ૪ ॥ સમકિત લ્યો શુદ્ધ જાણી ॥ વીર વદે એમ વાણી રે ॥ પ્રા૦ ॥ સ૦ ॥ જિનવચને શંકા નવિ કીજે ॥ નવિ પરમત અભિલાખ ॥ સાધુતણી નિંદા પરિહરજો ॥ ફળ સંદેહ મ રાખ રે ॥ પ્રા૦ ॥ સ૦ ॥ ૫ ॥ મૂઢપણું છંડો પરશંસા ॥ ગુણવંતને આદરીએ ॥ સામીને ધરમે કરી થિરતા ॥ ભક્તિ પ્રભાવના કરીએ રે ॥ પ્રા૦ ॥ સ૦ ॥ ૬ ॥ સંઘ ચૈત્ય પ્રાસાદ તણો જે ॥ અવર્ણવાદ મન લેખ્યો ॥ દ્રવ્ય દેવકો જે વિણસાડયો ॥ વિણસંતાં ઉવેખ્યો રે ॥ પ્રા૦ ॥ સ૦ ॥ ૭ ॥ ઇત્યાદિક વિપરીતપણાથી ॥ સમકિત ખંડયું જેહ ॥ આભવ૦ ॥ મિચ્છા૦ પ્રા૦ ॥ ૮ ॥ ચારિત્ર લ્યો ચિત્ત આણી ॥ પાંચ સમિતિ ત્રણ ગુપ્તિ વિરાધી ॥ આઠે પ્રવચન માય ॥ સાધુતણે ધરમે પરમાદે ॥ અશુદ્ધ વચન મન કાય રે ॥ પ્રા૦ ॥ ચા૦ ॥ ૯ ॥ શ્રાવકને ધરમે સામાયક ॥ પોસહમાં

મન વાળી ॥ જે જયણાપૂર્વક એ આઠે ॥ પ્રવચન માય ન પાળી રે ॥ પ્રા૦ ॥ ચા૦ ॥ ૧૦ ॥ ઇત્યાદિક વિપરીતપણાથી ॥ ચારિત્ર ડોળ્યું જેહ ॥ આભવ૦ ॥ મિચ્છા૦ ॥ પ્રા૦ ॥ ચા૦ ॥ ૧૧ ॥ બારે ભેદે તપ નવિ કીધો ॥ છતે જોગે નિજ શકતે ॥ ધર્મે મન વચ કાયા વિરજ ॥ નવિ ફોરવીઉં ભગતરે ॥ પ્રા૦ ॥ ચા૦ ॥ ૧૨ ॥ તપ વિરજ આચારે એણી પરે ॥ વિવિધ વિરાધ્યાં જેહ ॥ આભવ૦ ॥ મિ૦ ॥ પ્રા૦ ચા૦ ॥ ૧૩ ॥ વળીય વિશેષે ચારિત્ર કેરા ॥ અતિચાર આલોઇએ ॥ વીરજિનેશર વયણ સુણીને ॥ પાપ મેલ સવી ધોઇએરે ॥ પ્રા૦ ॥ ચા૦ ॥ ૧૪ ॥

## ॥ ઢાળ ૨ જી ॥

## ॥ પામી સુગુરૂ પસાય–એ દેશી ॥

પૃથ્વી પાણી તેઉ ॥ વાયુ વનસ્પતિ ॥ એ પાંચે થાવર કહ્યાં એ ॥ ૧ ॥ કરી કરસણ આરંભ ॥ ખેત્ર જે ખેડીયાં ॥ કુવા તળાવ ખણાવીયાએ ॥ ૨ ॥ ઘર આરંભ અનેક ॥ ટાંકા ભોંયરાં ॥ મેડી માળ ચણાવીઆએ ॥ ૩ ॥ લીંપણ ગુંપણ કાજ ॥ એણીપરે પરેપરે ॥ પૃથ્વીકાય વિરાધીયાએ ॥ ૪ ॥ ધોયણ નાહણ પાણી ॥ ઝીલણ અપકાય ॥ છોતિ ધોતિ કરી દુહવ્યાએ ॥ ૫ ॥ ભાઠીગર કુંભાર ॥ લોહ સોવનગરા ॥ ભાડભુંજા લિહાળા ગરાએ ॥ ૬ ॥ તાપણ શેકણ કાજ ॥ વસ્ત્ર નિખારણ ॥ રંગણ રાંધણ રસવતીએ ॥ ૭ ॥ એણી પરે કર્માદાન ॥ પરે પરે કેળવી ॥ તેઉ વાયુ વિરાધીયાએ ॥ ૮ ॥ વાડી વન આરામ ॥ વાવી વનસ્પતિ ॥ પાન ફૂલ ફળ ચૂંટીયાંએ ॥ ૯ ॥ પુંખ પાપડી શાક ॥ શેકયાં સૂકવ્યાં છેદ્યાં છુંદ્યાં આથીઆંએ ॥ ૧૦ ॥ અળશીને એરંડ ॥ ઘાણી

ઘાલીને ॥ ઘણા તિલાદિક પીલીયાએ ॥ ૧૧ ॥ ઘાલી કોલુ માંહે ॥ પીલી શેલડી ॥ કંદમૂળ ફળ વેચીયાંએ ॥ ૧૨ ॥ એમ એકેંદ્રીજીવ ॥ હણ્યા હણાવીયા ॥ હણતાં જે અનુમોદિયાએ ॥ ૧૩ ॥ આ ભવ પરભવ જેહ ॥ વળીય ભવોભવે ॥ તે મુજ મિચ્છામિ દુક્કડં એ ॥ ૧૪ ॥ ક્રમી સરમીયા કીડા ॥ ગાડર ગાંડોલા ॥ એળ પૂરા અલશીયાંએ ॥ ૧૫ ॥ વાળા જળો ચુડેલ ॥ વિચળીત રસ તણા ॥ વળી અથાણાં પ્રમુખનાએ ॥ ૧૬ ॥ એમ બેઇંદ્રી જીવ ॥ જે મેં દુહવ્યા ॥ તે મુજ મિચ્છામિદુક્કડં એ ॥ ૧૭ ॥ ઉધેહી જુ લીખ ॥ માંકડ મંકોડા ॥ ચાંચડ કીડી કુંથુઆએ ॥ ૧૮ ॥ ગદ્ધીઆં ધીમેલ કાનખજુરીયા ॥ ગીંગોડા ધનેરીયાંએ ॥ ૧૯ ॥ એમ તેઇંદ્રી જીવ ॥ જે મેં દુહવ્યા ॥ તે મુજ મિચ્છામિદુક્કડં એ ॥ ૨૦ ॥ માખી મચ્છર ડાંસ ॥ મસા પતંગીયાં ॥ કંસારી કોલિયાવડાએ ॥ ૨૧ ॥ ઢીંકણ વિંછુ તીડ ॥ ભમરા ભમરીયો ॥ કોતાં બગ ખડમાંકડીએ ॥ ૨૨ ॥ એમ ચૌરિંદ્રી જીવ ॥ જે મેં દુહવ્યા ॥ તે મુજ મિચ્છામિદુક્કડં એ ॥ ૨૩ ॥ જળમાં નાંખી જાળરે ॥ જળચર દુહવ્યા ॥ વનમાં મૃગ સંતાપીયાએ ॥ ૨૪ ॥ પીડયા પંખી જીવ ॥ પાડી પાસમાં ॥ પોપટ ઘાલ્યા પાંજરેએ ॥ ૨૫ ॥ એમ પંચેંદ્રી જીવ ॥ જે મેં દુહવ્યા ॥ તે મુજ મિચ્છામિદુક્કડં એ ॥ ૨૬ ॥

## ॥ ઢાલ ૩ જી ॥

### ॥ વાણી વાણી હિતકારીજી—એ દેશી ॥

ક્રોધ લોભ ભય હાસ્યથીજી ॥ બોલ્યા વચન અસત્ય ॥ કૂડ કરી ધન પારકાંજી ॥ લીધાં જેહ અદત્તરે ॥ જિનજી મિચ્છામિદુક્કડં આજ ॥ તુમ સાખે મહારાજરે ॥ જિનજી ॥ દેઇ

સારૂં કાજરે ॥ જિનજી ॥ મિચ્છામિદુક્કડં આજ ॥ ૧ ॥ એ આંકણી ॥ દેવ મનુજ તિર્યંચનાંજી ॥ મૈથુન સેવ્યાં જેહ ॥ વિષયારસ લંપટ પણેજી ॥ ઘણું વિડંબ્યો દેહરે ॥ જિનજી૦ ॥ ૨ ॥ પરિગ્રહની મમતા કરીજી ॥ ભવે ભવે મેળી આથ ॥ જે જીહાંની તે તીહાં રહીજી ॥ કોઈ ન આવી સાથરે ॥ જિનજી૦ ॥ ૩ ॥ રયણી ભોજન જે કર્યાંજી ॥ કીધાં ભક્ષ અભક્ષ ॥ રસના રસની લાલચેજી ॥ પાપ કર્યાં પ્રત્યક્ષરે ॥ જિનજી૦ ॥ ૪ ॥ વ્રત લેઇ વિસારીયાંજી ॥ વળી ભાંગ્યાં પચ્ચખાણ ॥ કપટ હેતુ કીરીયાજી ॥ કીધાં આપ વખાણરે ॥ જિનજી૦ ॥ ૫ ॥ ત્રણ ઢાળ આઠે દુહેજી ॥ આળોયા અતિચાર શિવગતિ આરાધન તણોજી ॥ એ પહેલો અધિકારરે ॥ જિનજી૦ ૬ ॥

## ॥ ઢાળ ૪ થી ॥

### ॥ સાહેલડીની દેશી ॥

પંચ મહાવ્રત આદરો સાહેલડીરે ॥ અથવા લ્યો વ્રતબાર તો ॥ યથાશક્તિ વ્રત આદરો સાહેલડીરે ॥ પાળો નિરતિચાર તો ॥ ૧ ॥ વ્રત લીધાં સંભારીએ ॥ સા૦ ॥ હૈડે ધરીય વિચારતો ॥ શિવગતિ આરાધન તણો ॥ સા૦ ॥ એ બીજો અધિકારતો ॥ ૨ ॥ જીવ સવે ખમાવીએ ॥ સા૦ ॥ યોનિ ચોરાશી લાખતો ॥ મને શુદ્ધે કરી ખમણું ॥ સા૦ ॥ કોઈશું રોષ ન રાખતો ॥ ૩ ॥ સર્વ મિત્ર કરી ચિંતવો ॥ સા૦ ॥ કોઇ ન જાણો શત્રુતો ॥ રાગ દ્વેષ એમ પરિહરી ॥ સા૦ કીજે જન્મ પવિત્રતો ॥ ૪ ॥ સામી સંઘ ખમાવીએ ॥ સા૦ ॥ જે ઉપની અપ્રીતિતો ॥ સજન કુટુંબ કરો ખામણ ॥ સા૦ ॥ એ જિનશાસન રીતિતો ॥૫॥ ખમીએ ને ખમાવીએ ॥ સા૦ । એહજ ધર્મનું સારતો ॥ શિવગતિ અરાધન તણો ॥ સા૦

એ ત્રીજો અધિકારતો ॥ ૬ ॥ મૃષાવાદ હિંસા ચોરી ॥ સા૦ ॥ ધનમૂર્ચ્છા મૈથુનતો ॥ ક્રોધ માન માયા તૃષ્ણા ॥ સા૦ ॥ પ્રેમ દ્વેષ પૈશૂનતો ॥ ૭ ॥ નિંદા કળહ ન કીજીએ ॥ સા૦ ॥ કૂડાં ન દીજે આળતો ॥ રતિ અરતિ મિથ્યા તજો ॥ સા૦ ॥ માયા-મોહ જંજાળતો ॥ ૮ ॥ ત્રિવિધ ત્રિવિધ વોસરાવીએ ॥ સા૦ ॥ પાપસ્થાન અઢારતો ॥ શિવગતિ આરાધન તણો ॥ સા૦ ॥ એ ચોથો અધિકારતો ॥ ૯ ॥

## ॥ ઢાળ ૫ મી ॥

॥ હવે નિસુણો ઇહાં આવીયાએ- દેશી ॥

જનમ જરા મરણે કરી એ ॥ એ સંસાર અસારતો ॥ કર્યા કર્મ સહુ અનુભવે એ ॥ કોઇ ન રાખણહાર તો ॥ ૧ ॥ શરણ એક અરિહંતનું એ ॥ શરણ સિદ્ધ ભગવંત તો ॥ શરણ ધર્મ શ્રી જૈનનો એ ॥ સાધુ શરણ ગુણવંત તો ॥ ૨ ॥ અવર મોહ સવિ પરિહરીએ ॥ ચાર શરણ ચિત્ત ધાર તો ॥ શિવગતિ અરાધન તણો એ ॥ એ પાંચમો અધિકાર તો ॥ ૩ ॥ આભવ પરભવ જે કર્યા એ ॥ પાપ કર્મ કેઇ લાખ તો ॥ આત્મ સાખે તે નિંદીએ એ ॥ પડિકમીએ ગુરૂ સાખ તો ॥ ૪ ॥ મિથ્યા મતિ વર્તાવિયા એ ॥ જે ભાખ્યા ઉત્સૂત્ર તો ॥ કુમતિ કદાગ્રહને વશે એ ॥ જે ઉથાપ્યાં સૂત્ર તો ॥ ૫ ॥ ઘડયાં ઘડાવ્યાં જે ઘણાંએ ॥ ઘંટી હળ હથીયાર તો ॥ ભવ ભવ મેળી મૂકીયાં એ ॥ કરતાં જીવ સંહાર તો ॥ ૬ ॥ પાપ કરીને પોષીયાં એ ॥ જનમ જનમ પરિવાર તો ॥ જનમાંતર પોહોત્યા પછીએ ॥ કોઇએ ન કીધી સાર તો ॥ ૭ ॥ આ ભવ પરભવ જે કર્યા એ ॥ એમ અધિકરણ અનેક તો ॥ ત્રિવિધે ત્રિવિધે વોસરાવીએ ॥ આણી હૃદય

વિવેક તો ॥ ૮ ॥ દુષ્કૃતનિંદા એમ કરી એ ॥ પાપ કરો પરિહાર તો ॥ શિવગતિ આરાધન તણો એ છઠ્ઠો અધિકાર તો ॥ ૯ ॥

## ॥ ઢાળ ૬ ઠી ॥

॥ આદિ તું જોઇને આપણી–એ દેશી ॥

ધનધન તે દિન માહરો ॥ જીહાં કીધો ધર્મ ॥ દાન શિયળ તપ આદરી ॥ ટાળ્યાં દુષ્કર્મ ॥ ધન૦ ॥ ૧ ॥ શેત્રુંજાદિક તીર્થની ॥ જે કીધી જાત્ર ॥ જુગતે જિનવર પૂજીયા ॥ વળી પોખ્યાં પાત્ર ॥ ધન૦ ॥ ૨ ॥ પુસ્તક જ્ઞાન લખાવીયાં ॥ જિનઘર જિનચૈત્ય ॥ સંઘ ચતુર્વિધ સાચવ્યા ॥ એ સાતે ખેત્ર ॥ ધન૦ ॥ ૩ ॥ પડિકમણાં સુપરે કર્યાં ॥ અનુકંપા દાન ॥ સાધુ સૂરિ ઉવઝાયને ॥ દીધાં બહુ માન ॥ ધન૦ ॥ ૪ ॥ ધર્મકાજ અનુમોદીએ ॥ એમ વારોવાર ॥ શિવગતિ આરાધન તણો ॥ સાતમો અધિકાર ॥ ધન૦ ॥ ૫ ॥ ભાવ ભલો મન આણીએ ॥ ચિત્ત આણી ઠામ ॥ સમતા ભાવે ભાવીએ ॥ એ આતરામ ॥ ધન૦ ॥ ૬ ॥ સુખ દુઃખ કારણ જીવને ॥ કોઇ અવર ન હોય ॥ કર્મ આપે જે આચર્યાં ॥ ભોગવીએ સોય ॥ ધન૦ ॥ ૭ ॥ સમતા વિણ જે અનુસરે ॥ પ્રાણી પુન્ય કામ ॥ છાર ઉપર તે લીપણું ॥ ઝાંખર ચિત્રામ ॥ ધન૦ ॥ ॥ ૮ ॥ ભાવ ભલીપરે ભાવીએ ॥ એ ધર્મનું સાર ॥ શિવગતિ આરાધન તણો ॥ આઠમો અધિકાર ॥ ધન૦ ॥ ૯ ॥

## ॥ ઢાળ ૭ મી. ॥

### ॥ રૈવતગિરિ ઉપરે–એ દેશી ॥

હવે અવસર જાણી ॥ કરી સંલેખણ સાર ॥ અણસણ

આદરીએ ॥ પચ્ચખ્ખી ચારે અહાર ॥ લલુતા સવિ મૂકી ॥ છાંડી મમતા અંગ ॥ એ આતમ ખેલે ॥ સમતા જ્ઞાન તરંગ ॥ ૧ ॥ ગતિ ચારે કીધા ॥ અહાર અનંત નિઃશક ॥ પણ તૃપ્તિ ન પામ્યો ॥ જીવ લાલચીઓ રંક ॥ દુલહો એ વળી વળી ॥ અણુસણુનો પરિણામ ॥ એહથી પામીજે ॥ શિવપદ સુરપદ ઠામ ॥ ૨ ॥ ધન ધના શાલિભદ્ર ખંધો મેઘકુમાર ॥ અણુસણુ અરાધી ॥ પામ્યા ભવનો પાર ॥ શિવમંદિર જાશે ॥ કરી એક અવતાર ॥ આરાધન કરો ॥ એ નવમો અધિકાર ॥ ૩ ॥ દસમે અધિકારે મહામંત્ર નવકાર ॥ મનથી નવિ મૂકો ॥ શિવ સુખ ફલ સહકાર ॥ એ જપતાં જાયે ॥ દુર્ગતિ દોષવિકાર ॥ સુપરે એ સમરો ॥ ચૌદ પૂરવનો સાર ॥ ૪ ॥ જનમાંતર જાતાં જો પામે નવકાર ॥ તો પાતીક ગાળી ॥ પામે સુર અવતાર ॥ એ નવ પદ સરિખો ॥ મંત્ર ન કોઇ સાર ॥ ઇહ ભવ ને પરભવે ॥ સુખ સંપત્તિ દાતાર ॥ ૫ ॥ જુઓ ભીલ ભીલડી ॥ રાજા રાણી થાય ॥ નવપદ મહિમાથી ॥ રાજસિંહ મહારાય ॥ રાણી રત્નવતી બેહુ ॥ પામ્યા છે સુરભોગ ॥ એક ભવ પછી લેશે ॥ શિવવધુ સંજોગ ॥ ૬ ॥ શ્રીમતીને એ વળી ॥ મંત્ર ફળ્યો તતકાળ ॥ ફણીધર ફીટીને ॥ પ્રગટ થઇ ફુલમાળ ॥ શિવકુમરે જોગી ॥ સોવનપુરૂષો કીધ ॥ એમ એણે મંત્રે ॥ કાજ ઘણાનાં સિદ્ધ ॥૭॥ એ દસ અધિકારે વીર જિનેશર ભાખ્યો ॥ અરાધન ॥ કેરો ॥ વિધિ જેણે ચિત્તમાં રાખ્યો ॥ તેણે પાપ પખાળી ॥ ભવભય દૂરે નાંખ્યો ॥ જિન વિનય કરતાં ॥ સુમતિ અમૃતરસ ચાખ્યો ॥ ૮ ॥

## ॥ ઢાળ ૮ મી ॥

## ॥ નમો ભવિ ભાવશું એ-એ દેશી ॥

સિદ્ધારથ રાય કુળતિલો એ ॥ ત્રિશલા માત મલ્હાર તો ॥ અવનિતળે તમે અવતર્યા એ ॥ કરવા અમ ઉપકાર તો ॥ જયો જિનવીરજી એ ॥ ૧ ॥ મેં અપરાધ કર્યા ઘણાએ ॥ કહેતાં ન લહું પાર તો ॥ તુમ ચરણે આવ્યા ભણી એ ॥ જો તારે તો તાર તો ॥ જયો૦॥૨॥ આશ કરીને આવીયો એ ॥ તુમ ચરણે મહારાજ તો ॥ આવ્યાને ઉવેખશો એ ॥ તો કેમ રહેશે લાજ તો ॥ જયો૦॥૩॥ કરમ અલુંજણ આકરાં એ ॥ જનમ મરણ જંજાળ તો ॥ હું છું એહથી ઉભગ્યો એ ॥ છોડાવો દેવ દયાળ તો ॥ જયો૦ ॥૪॥ આજ મનોરથ મુજ ફળ્યા એ ॥ નાઠાં દુઃખ દંદોળતો ॥ તુઠયો જિન ચોવીશમો એ ॥ પ્રગટયા પુન્ય કલ્લોલ તો ॥ જયો૦ ॥૫॥ ભવભવ વિનય તુમારડો એ ॥ ભાવભકિત તુમ પાય તો ॥ દેવ દયા કરી દીજીએ એ ॥ બોધિબીજ સુપસાય તો ॥ જયો૦ ॥ ૬ ॥

## ॥ કળશ ॥

ઈહ તરણ તારણ સુગતિ કારણ ॥ દુઃખ નિવારણ જગ જયો ॥ શ્રીવીર જિનવર ચરણ થુણતાં ॥ અધિક મન ઉલ્લટ થયો ॥ ૧ ॥ શ્રી વિજયદેવસૂરીંદ પટધર ॥ તીરથ ॥ જંગમ ઇણે જગે ॥ તપગચ્છપતિ શ્રીવિજયપ્રભસૂરિ ॥ સૂરિતેજે ઝગમગે ॥ ૨ ॥ શ્રી હીરવિજયસૂરિ શિષ્ય વાચક ॥ કીર્તિવિજય સુરિગુરૂસમો ॥ તસ શિષ્ય વાચક વિનયવિજયે ॥ થુણ્યો જિન ચોવીશમો ॥ ૩ ॥ સય સત્તર સંવત ઓગણત્રીશે ॥ રહી રાંદેર ચોમાસુએ ॥ વિજય દશમી વિજય કારણ ॥ કિયો ગુણ

અભ્યાસ એ ॥ ૪ ॥ નર ભવ આરાધન સિદ્ધિસાધન ॥ સુકૃત લીલવિલાસએ ॥ નિર્જરા હેતે સ્તવન રચિયું ॥ નામે પુન્યપ્રકાશ એ ॥ ૫ ॥ ઇતિ શ્રી. શ્રી. શ્રી. શ્રી. શ્રી.

## અથ પદ્માવતી આરાધના પ્રારંભ.

હવે રાણી પદ્માવતી, જીવરાશી ખમાવે ॥ જાણપણું જુગતે ભલું, ઇણ વેળા આવે ॥ ૧ ॥ તે મુજ મિચ્છામિ દુક્કડં, અરિહંતની સાખ ॥ જે મેં જીવ વિરાધીયા ચઉરાશી લાખ ॥ તે મુજ૦ ॥ ૨ ॥ સાત લાખ પૃથિવી તણા, સાતે અપકાય ॥ સાત લાખ તેઉ કાયના, સાતે વળી વાય ॥ તે૦ ॥ ૩ ॥ દશ પ્રત્યેક વનસ્પતિ, ચઉદહ સાધાર ॥ બી ત્રિ ચઉરિંદી જીવના, બે બે લાખ વિચાર ॥ તે૦ ॥ ૪ ॥ દેવતા તિર્યંચ નારકી, ચાર ચાર પ્રકાશી ॥ ચઉદહ લાખ મનુષ્યના, એ લાખ ચોરાશી ॥ તે૦ ॥ ૫ ॥ ઈણ ભવ પરભવે સેવીયા, જે પાપ અઢાર ॥ ત્રિવિધિ ત્રિવિધિ કરી પરિહરૂં, દુર્ગતિના દાતાર ॥ તે૦ ॥ ॥ ૬ ॥ હિંસા કીધી જીવની, બોલ્યા મૃષાવાદ ॥ દોષ અદત્તાદાનના, મૈથુન ઉન્માદ ॥ તે૦ ॥ ૭ ॥ પરિગ્રહ મેળ્યો કારમો, કીધો ક્રોધ વિશેષ ॥ માન માયા લોભ મેં કીયાં, વળી રાગ ને દ્વેષ ॥ તે૦ ॥ ૮ ॥ કલહ કરી જીવ દુહવ્યા, દીધાં કુડાં કલંક ॥ નિંદા કીધી પારકી, રતિ અરતિ નિશંક ॥ તે૦ ॥ ૯ ॥ ચાડી કીધી ચોતરે, કીધો થાપણ મોસો ॥ કુગુરૂ કુદેવ કુધર્મનો, ભલો આણ્યો ભરોંસો ॥ તે૦ ॥ ૧૦ ॥ ખાટકીને ભવે મેં કીયા, જીવ નાનાવિધ ઘાત ॥ ચડીમાર ભવે ચરકલાં, માર્યાં દિન રાત ॥ તે૦ ॥ ૧૧ ॥ કાજી મુલ્લાંને ભવે, પઢી મંત્ર કઠોર ॥ જીવ અનેક જબ્બે કીયા, કીધાં પાપ અઘોર ॥ તે૦ ॥ ૧૨ ॥ માછીને ભવે માછલાં, ઝાલ્યાં જળવાસ ॥

ધીવર ભીલ કોળી ભવે, મૃગ પાડયાં પાસ ॥ તે૦ ॥ ૧૩ ॥ કોટવાળને ભવે મેં કીયા. આકરા કર દંડ ॥ બંદીવાન મરાવીયા. કોરડા છડી દંડ॥ તે૦ ॥ ૧૪ ॥ પરમાધામીને ભવે, દીધાં નારકી દુઃખ ॥ છેદન ભેદન વેદના, તાડન અતિ તિખ્ખ ॥ તે૦ ॥ ૧૫ ॥ કુંભારને ભવે મેં કીયા, નીભાડ પચાવ્યા ॥ તેલી ભવે તિલ પીલીયા પાપે પિંડ ભરાવ્યાં ॥ તે૦ ॥ ૧૬ ॥ હાલી ભવે હળ ખેડીયાં, ફાડયાં પૃથ્વીનાં પેટ ॥ સુડ નિદાન ઘણાં કીધાં, દીધા બળદ ચપેટ ॥ તે૦ ॥ ૧૭ ॥ માળીને ભવે રોપીયા, નાનાવિધ વૃક્ષ ॥ મૂલ પત્ર ફળ ફુલના, લાગ્યાં પાપ તે લક્ષ ॥ તે૦ ॥ ૧૮ ॥ અધોવાઇઆને ભવે, ભર્યા અધિકા ભાર ॥ પોઠી પુંઠે કીડા પડયા, દયા નાણી લગાર ॥ તે૦ ॥ ॥ ૧૯ ॥ છીપાને ભવે છેતર્યા, કીધા રંગણ પાસ ॥ અગ્નિ આરંભ કીધા ઘણા, ધાતુર્વાદ અભ્યાસ ॥ તે૦ ॥ ૨૦ ॥ શૂરપણે રણ ઝુઝતાં, માર્યા માણસ વૃંદ ॥ મદિરા માંસ માખણ ભખ્યાં, ખાધાં મૂળ ને કંદ ॥ તે૦ ॥ ૨૧ ॥ ખાણ ખણાવી ધાતુની, પાણી ઉલેચ્યા ॥ આરંભ કીધા અતિ ઘણા, પોતે પાપજ સંચ્યા ॥ તે૦ ॥ ૨૨ ॥ કર્મ અંગાર કીયા વળી, ઘરમેં દવ દીધા ॥ સમ ખાધા વીતરાગના, કુડા કોસજ કીધા ॥ તે૦ ॥ ૨૩ ॥ બીલ્લી ભવે ઉંદર લીયા, ગીરોલી હત્યારી ॥ મુઢ ગમારતણે ભવે, મેં જુ લીખ મારી ॥ તે૦ ॥ ૨૪ ॥ ભાડભુંજા તણે ભવે, એકેંદ્રિય જીવ, જવારી ચણા ગહું શેકીયા, પાડતા રીવ ॥ તે૦ ॥ ૨૫ ॥ ખાંડણ પીસણ ગારના, આરંભ અનેક; રાધણ ઇંધણ અગ્નિનાં, કીધાં પાપ ઉદેક ॥ તે૦ ॥૨૬॥ વિકથા ચાર કીધી વળી, સેવ્યા પાંચ પ્રમાદ, ઇષ્ટ વિયોગ પાડયા ઘણા, કીયા રૂદન વિષવાદ ॥ તે૦ ॥ ૨૭ ॥ સાધુ અને શ્રાવક-

તણાં, વ્રત લહીને ભાંગ્યાં ॥ મુળ અને ઉત્તરતણાં, મુજ દુષણ લાગ્યાં ॥ તે૦ ॥ ૨૮ ॥ સાપ વીંછી સિંહ ચીવરા, શકરા શકરી ને સમળી ॥ હિંસક જીવતણે ભવે, હિંસા કીધી સબળી ॥ તે૦ ॥ ૨૯ ॥ સુવાવડી દુષણ ઘણાં, વળી ગર્ભ ગળાવ્યા ॥ જીવાણી ઢોળ્યાં ઘણાં, શીળવ્રત ભંજાવ્યાં ॥ તે૦ ॥ ૩૦ ॥ ભવ અનંત ભમતાં થકાં, કીધા દેહ સંબંધ ॥ ત્રિવિધ ત્રિવિધ કરી વોસિરૂં, તીણશું, પ્રતિબંધ ॥ તે૦ ॥ ૩૧ ॥ ભવ અનંત ભમતાં થકાં, કીધા પરિગ્રહ સંબંધ ॥ ત્રિવિધ ત્રિવિધ કરી વોસિરૂં, તીણશું પ્રતિબંધ ॥ તે૦ ॥ ૩૨ ॥ ભવ અનંત ભમતાં થકાં, કીધાં કુટુંબ સંબંધ ॥ ત્રિવિધ ત્રિવિધ કરી વોસિરૂં, તીણશું પ્રતિબંધ ॥ તે૦ ॥ ૩૩ ॥ ઇણી પરે ઇહ ભવ પર ભવે, કીધાં પાપ અખત્ર ॥ ત્રિવિધ ત્રિવિધ કરી વોસિરૂં, કરૂં જન્મ પવિત્ર ॥ તે૦ ॥ ૩૪ ॥ એણી વિધે એ આરાધના, ભવિ કરશે જેહ ॥ સમય સુંદર કહે પાપથી, વળી છુટશે તેહ ॥ તે૦ ॥ ૩૫ ॥ રાગ વેરાડી જે સુણે, એહ ત્રીજી ઢાળ ॥ સમય સુંદર કહે પાપથી, છુટે તંતકાળ ॥ તે૦ ॥ ૩૬ ॥

---

## શુભ ચિંતવન કરવાની છેલ્લી ભલામણ.

"મારો દેહ પડી જાય તે સમયે મારી પછવાડે કોઈ રૂદન કરે, અગર શોક પાળે-પળાવે, પાણી ઢોળે, છ કાયની વિરાધના કરે, તેમાં મારે લેવા દેવા નથી. મારા શરીરનો સંસ્કાર કરે તેમાં પણ મારે લેવા દેવા નથી. વ્યવહારથી જે કોઈ કરે તે તેઓ જાણે."

કુટુંબીઓને રડવા કુટવાની ના પાડવી. શોક પાળવાની ના પાડવી મરણ પછવાડે જે જે આરંભાદિક કાર્યો મોહના પ્રભાવથી કરે તેનો નિષેધ કરવો. તે છતાં કદાચ પાછલા કુટુંબીઓ

કરે તો પછી મરનારને જરાપણ દોષ કે પાપબંધન થાય નહિ; અને તેમ ન કહેવામાં આવે તો તેની ક્રિયા મરનારને લાગે. શ્રી ભગવતી સૂત્રમાં કહ્યું છે કે—અવિરતિપણાને લીધે એકેન્દ્રિય જીવોને પણ અઢાર પાપસ્થાનક લાગે છે. માટે તમામ વસ્તુ વોસિરાવીને પાછળ પણ પોતાના નિમિત્તે કર્મબંધનની જે જે ક્રિયાઓ કરવામાં આવે તેમ હોય તેની ના પાડવી.

જે જીવોનું ચિત્ત સંસારના પદાર્થોમાં આસક્તિવાળું છે. અને પોતાના સ્વરૂપને જે જાણતા નથી, તેવા જીવોને મૃત્યુ ભયમય છે, પરંતુ જે જીવો પોતાના સ્વરૂપમાં રમણતા કરનારા છે અને સંસારિક પદાર્થોમાં વૈરાગ્યવાળા છે, તેવા જીવોને તો મૃત્યુ એ એક હર્ષનું નિમિત્ત છે. તેઓ તો એમજ વિચારે છે કે આયુકર્મના નિમિત્તથીજ આ દેહનું ધારણ કરવાપણું છે અને તેની સ્થિતિ પૂર્ણ થયે તે કર્મના પુદ્ગલો નાશ પામશે ત્યારે મારે બીજી ગતિમાં ઉત્પન્ન થવું પડશે. મારો આત્મા તો અનાદિ કાળથી મરણ પામ્યો નથી અને મરશે પણ નહિ; પરંતુ પુણ્યશાળી આત્માને તો આ સાત ધાતુમય મહા અશુચિના કોથળા જેવા અને વિનશ્વર સ્વભાવવાળા દેહનો ત્યાગ કરવો અને શુભ કર્મોના પ્રભાવથી—સમાધિના પ્રભાવથી બીજી ગતિમાં નવીન સુંદર શરીર ધારણ કરવું જેને મરણ કહેવાય છે તેમાં શોક શાનો? તેમાં તો આનંદ જ માનવો છે.

જેમ કોઈ માણુસને એક સડી ગયેલી ઝુંપડીને છોડી દઈ બીજા નવીન મહેલમાં જઈને વસવું હોય તો તે માણસને શોક નહિં થતાં આનંદના ઉભરા હોય છે. તેવીજ રીતે આ આત્માને આ ખંડેર જેવા સડી ગયેલ દેહરૂપ ઝુંપડીનો ત્યાગ કરી નવા દેહરૂપ મહેલને પ્રાપ્ત કરવો, એ મહા ઉત્સવનો અવસર છે તેમાં

કોઇ પ્રકારની હાનિ છે જ નહિં. કારણ કે જો આવા પ્રકારની ઉત્તમ સમાધિથી મરણ થાય તો તે હે ચેતન ! ઉત્તમ ગતિને આપનાર છે. બાકી વિચાર કર, અત્યાર સુધી સમાધિ વિના પરવશપણે અનંતિવાર નરકતિર્યંચાદિગતિમાં મરણો કર્યા છે, અસહ્ય દુઃખો સહન કર્યા છે, માટે આવા ઉત્તમ પ્રકારના સમાધિમરણથી આનંદમાની તમામ વસ્તુ વોસિરાવી પાછળના સંબંધી જીવો રાગના જોરથી કર્મબંધન ન કરે તે માટે પાકી ભલામણ કરજે પછી કદાચ મોહના જોરથી તેઓ જે કાંઈ કરશે તેમાં તેને પાપની ક્રિયાઓ આવશે નહિં, તે ચોક્કસ લક્ષમાં રાખજે.

## હિતશિક્ષા તથા નીતિમય જીવન ગુજારવા માટે બે બોલ.

નીચે બતાવેલ બોલ ધ્યાનમાં લઈ, મનન કરો અને તેને યથાશક્તિ અમલમાં મૂકો.

૧ તું કોણ છે
૨ શા માટે આવ્યો છે.
૩ આવીને તેં માનવ જીંદગીમાં શું કર્યું.
૪ શા માટે ભમી રહ્યો છે.
૫ સંતસમાગમ કરી આત્મહિત કર.
૬ આત્મસ્વરૂપને તપાસ.
૭ સંયોગના અંતે વિયોગ તે ચોક્કસ યાદ રાખ.
૮ હરખને અંતે શોક,
૯ સુખને અંતે દુઃખ.
૧૦ ઉદય પછી અસ્ત.
૧૧ જન્મે તે મરવા માટે.
૧૨ સુખ દુઃખનો મનની સાથે સંબંધ છે.

૧૩ પોતાના દોષ જોવાથી દોષ દૂર થશે.
૧૪ તીર્થંકરનાં વચનો જ સંસારને કાપે છે.
૧૫ મનને હંમેશા શુદ્ધ કરવા વીતરાગની વાણી શ્રવણ કરવી.
૧૬ ઇચ્છાઓનો ત્યાગ તે વૈરાગ્ય.
૧૭ મનમાં અશુભ વિચારો કરવા તેના સમાન બીજો વ્યાધિ નથી.
૧૮ પુદ્ગલમાં આનંદ માને તે પુદ્ગાલાનંદી, ભવમાં આનંદ માને તે ભવાભિનિંદી જીવો સંસારમાં પરિભ્રમણ કરનારા છે.
૧૯ આત્મામાં આનંદ માનનારા જીવો લેલાસર મુક્તિ મેળવી શકે છે.
૨૦ આત્માનંદી બનવું બહુ દુષ્કર છે માટે બહુ પ્રયત્ન કરીને પણ તેવા બનવું જેથી દુઃખથી મુક્ત થવાય.
૨૧ જાગૃત થા અને ઉંઘને છોડ.
૨૨ નીતિમય અને ઉપકારક જીવન ગુજારવા પ્રયત્ન કર.
૨૩ ગતકાળની ભૂલો સુધારી લેવા પ્રયત્ન અને હવે પછી તેમ ન થાય તે માટે કમ્મર કસો.
૨૪ ભવિષ્યનો વિચાર કરી પછી પ્રવૃતિ કરવી તેનું નામ વિવેક, તેની ખાસ જરૂર છે.
૨૫ આવતી જીંદગીને યાદ કરીને કાર્ય કરજો.
૨૬ ધર્મથી નિરપેક્ષ થનાર મનુષ્ય જેવો બીજો કોણ મૂર્ખ ગણાય. ?
૨૭ ભાગ્યનો ઉદય પણ ઉદ્યમથીજ થાય છે.
૨૮ પરસ્ત્રીગમન કરનાર ચંદનને મૂકી બાવળને વળગી બહુ દુઃખી થાય છે.
૨૯ આ શરીર અશુચિનું યંત્ર છે, માટે તેની ઉપર મોહ નહિં

કરતાં તેમાંથી જે કાઢવાનું હોય તે જલદી કાઢી લે, ઢીલ કરીશ નહિં.

૩૦ મનુષ્યભવ બહુજ દુર્લભ છે માટે તેને સફળ કર.

૩૧ વિચારનો સુધારો થાય તોજ વચન અને કાયાનો સુધારો થઇ શકે.

૩૨ સદ્‌ગુરૂની સેવા દુર્વ્યસનોનો નાશ કરે છે અને ગુણને પ્રગટ કરે છે.

૩૩ અભક્ષ્ય અને અપેયનો ત્યાગ કરીને ભોજન થાય તેજ ખરૂં ભોજન કહેવાય.

૩૪ પાણી પીવાનું ભોજન જુદું રાખવું. મુખે માંડેલ ભોજન પાણીના ગોળામાં નાંખી તમામ પાણી બગાડવું નહિં. તેમ કરવાથી ઘણાં જીવોનો વિનાશ થાય છે તથા ચેપી રોગ વળગે છે. વિગેરે ઘણી હાનિ થાય છે.

૩૫ વિચારોમાં અન્યને દુઃખ થાય તેવું ન ચિંતવવું.

૩૬ સર્વેની સાથે મૈત્રી ભાવના કર, વૈર ભૂલી જા.

૩૭ પોતાના હૃદયને શાંતિનું સ્થાન ધર્મ વિના બીજું કોઇ નથી.

૩૮ જે દિવસે અશુભ પ્રવૃત્તિ કરવા તૈયાર થા તે પહેલાં મૃત્યુના દિવસને યાદ કર.

૩૯ શુભમાર્ગમાં વિવેકથી લક્ષ્મી ખરચવી તેજ લક્ષ્મી પામ્યાનું ફળ છે.

૪૦ ખરો મિત્ર કોણ ? પાપમાર્ગથી બચાવી સન્માર્ગમાં જોડે તે.

૪૧ દીન દુઃખી અને અનાથ ઉપર અનુકંપા રાખી તેનો ઉદ્ધાર કરો.

૪૨ પરદ્રવ્યને પત્થર તુલ્ય ગણો, સ્વદ્રવ્યમાં સંતોષ રાખો.

૪૩ પરસ્ત્રીને માતા, બ્હેન કે પુત્રી તુલ્ય ગણો.

૪૪ પરનિંદા. ચુગલી ને મિથ્યા આરોપ વિગેરે પાપોના બોજાથી બહુ ડરો.

૪૫ વિષયતૃષ્ણાથી વેગળા રહો, ઇન્દ્રિયોના ગુલામ ન બનો, પરંતુ ઇન્દ્રિયોને ગુલામ બનાવો.

૪૬ ચારિત્ર લેવાની હંમેશાં શુભ ભાવના રાખો.

૪૭ શરીર સારૂં હોય તો સંસારના મોહને છોડી ચારિત્ર ગ્રહણ કરવું.

૪૮ સંસારને કેદખાનું સમજવું, તેમાં મુંઝાવું નહિ.

૪૯ બીજાને દુઃખી દેખી દ્રવ્ય ભાવથી તેનું દુખ દુર કરવા ભાવના રાખવી.

૫૦ ધર્મરાગ કરવો, પરંતુ કામરાગ કે સ્નેહરાગ ન કરવો. કારણ કે તે સંસારમાં ભમાવનાર છે.

૫૧ યથાશક્તિ દશ તીથિ અથવા પાંચ તીથિ તપશ્ચર્યા કરવી.

૫૨ લક્ષ્મી ઉપર અત્યંત મોહ ન રાખવો, છેવટે તેને છોડવી પડશે અથવા આપણને તે છોડશે તે યાદ રાખવું.

૫૩ ઉપકારીનો ઉપકાર કદાપી ભૂલવો નહિ.

૫૪ ખાવાપીવામાં બહુ લોલુપતા રાખવી નહિ.

૫૫ પ્રથમનું ભોજન પાચન થયા વગર જમવું નહિ. નિરંતર બેચાર કવળ ઓછો આહાર કરવો.

૫૬ ઉપદ્રવવાળા સ્થાનકનો ત્યાગ કરવો.

૫૭ રાજાએ નિષેધ કરેલા દેશમાં જવું નહિ.

૫૮ એક બે કલાક ધાર્મિક પુસ્તકો વાંચવાની ટેવ પાડવી.

૫૯ નીતિમય જીવન ગુજારવું, અનીતિ કરી બંને લોક બગાડવા નહિ.

૬૦ લોકપ્રિય થવું. ૬૧ લજ્જાળુ થવું. ૬૨ દયાળુ થવું.

ઉપર લખેલા બોલનું મનન કરવાથી વૈરાગ્ય ભાવના જાગૃત થશે.

# વૈરાગ્ય સંબંધી દુહા.

પરલોકે સુખ પામવા, કર સારો સંકેત;
હજી બાજી છે હાથમાં, ચેત ચેત નર ચેત, ૧
જોર કરીને જીતવું, ખરેખરૂં રણખેત;
દુશ્મન છે તુજ દેહમાં, ચેત ચેત નર ચેત. ૨
ગાફલ રહી ગમાર તું, ફોગટ થઇશ ફજેત;
હવે જરૂર હુંશીયાર થઈ, ચેત ચેત નર ચેત. ૩
તન ધન તો તારાં નથી, નથી પ્રિયા પરણેત;
પાછળ સહુ રહેશે પડયા, ચેત ચેત નર ચેત. ૪
પ્રાણ જશે જ્યાં પિંડથી, પિંડ ગણાશે પ્રેત;
માટીમાં માટી થશે, ચેત ચેત નર ચેત. ૫
રહ્યા ન રાણા રાજીયા, સુર નર મુનિ સમેત;
તું તો તરણા તુલ્ય છે, ચેત ચેત નર ચેત. ૬
રજકણ તારા રખડશે, જેમ રખડતી રેત;
પછી નરતનુ પામીશ કયાં, ચેત ચેત નર ચેત. ૭
માટે મનમાં સમજીને, વિચારીને કર ચેંત;
કયાંથી આવ્યો કયાં જવું, ચેત ચેત નર ચેત. ૮
શુભ શિખામણ સમજ તો, પ્રભુ સાથે કર હેત;
અંતે અવિચળ એજ છે, ચેત ચેત નર ચેત. ૯
કાળા કેશ મટી ગયા, સર્વે બનિયા શ્વેત;
જોબન જોર જતું રહ્યું, ચેત ચેત નર ચેત. ૧૦
જો નહિ ચેતે પ્રથમ તો, પશુ પક્ષીથી હિણ;
ઘન પેલાં માળા રચે, પક્ષી જુઓ પ્રવીણ. ૧૧

# હિતશિક્ષા સંબંધી દુહા.

મેરી મેરી કર મતી, ઇહાં નાહ તેરી કોઈ
કાયાએ તેરી નથી, તો માયા કહાંસે હોય. ૧
શૂળ જીસ્યો સંસાર સુખ, ધુળ જીસ્યો હે ધન;
ભૂલ અણુના ભરમમેં, મત ફુલ તું મન. ૨
સબ કાગજ કાલે કીયે, મન કાલે કે કાજ,
વો સબ ફ્ટ ધોલે ભયે, હીયે ધુર દિન હે આજ. ૩
રે જીવ સુણ તું બાપડા, હીયે વિમાસી જોય;
આપ સ્વાર્થી સહુ મળ્યું, ત્હારૂં નહિ જગ કોઇ. ૪
ધર્મ વિના સુણ જીવડા, તું ભમ્યો ભવ અનંત;
મૂઢપણે ભવ તેં કીયા, ઇમ બોલે ભગવંત. ૫
લાખ ચોરાસી યોનિમાં, ફરી લીયો અવતાર;
એકેકી યોનિ વળી, અનંત અનંતી વાર. ૬
એમ ભમતાં ભમતાં લીયો, મનુઅ જનમ અવતાર;
મિથ્યાત્વપણે ભવ નિર્ગમ્યા, કાજ ન સિદ્ધ લગાર. ૭
જગમાં જીવ અછે બહુ, એકેકશું અનંતી વાર;
વિવિધ પ્રકાર સગપણ કીયાં, હૈયા સાથ વિચાર. ૮
તો કુણ આપણું પારકું, કુણ વૈરી કુણ મિત્ત;
રાગ દ્વેષ ટાળી કરી, કર સમતા એક ચિત્ત. ૯
પૂર્વ કોડીને આઉખે, જ્ઞાની ગુરૂ અપાર;
ઉત્પત્તિ કહી તાહરી, કહેતાં નાવે પાર. ૧૦
પુત્ર પિતાપણે અવતરે, પિતા પુત્રપણે જોય;
માતા મરી નારી થઇ, નારી માતા હોય. ૧૧
સુતો સુપન જંજાળમાં, પામ્યો જાણે રાજ;
જબ જાગ્યો તબ એકલો, રાજ ન સીજેકાજ. ૧૨

નવ નવ નાટક તું વળી, નાચ્યો કરી બહુ રૂપ;
નાટક એક શું નાચીયો, જો છુટે ભવકૂપ. ૧૩
ઉત્તમ કુળ નર ભવ લહી, પામી ધર્મ જિનરાય;
પ્રમાદ મૂકી કીજીએ, ખિણુ લાખીણો જાય. ૧૪
દોષ દીજે નિજ કર્મને, જીણે નવી કીધો ધર્મ;
ધર્મ વિના સુખ નવિ મીલે, એ જિન શાસન મર્મ. ૧૫
ઘડપણે ધર્મ થાયે નહિ, જોબન એળે જાય;
તરૂણુપણે ધસમસ કરી, પછી ફરી પસ્તાય. ૧૬
જરા આવી જોબન ગયું, શિર પળિયા તે કેશ;
લલુતા તો છોડી નહિ, ન કર્યો ધર્મ લવલેશ. ૧૭
છતે હાથ નવી વાવર્યા, સંબલ ન કીયો સાથ;
આયુ ગયું નવિ ચેતિયો, પછી ઘસે નિજ હાથ. ૧૮
ધન યૌવન નર રૂપનો, ગર્વ કરે તું ગમાર;
કૃષ્ણ બલભદ્ર દ્વારિકા, જાતાં ન લાગી વાર. ૧૯
નયન ફરકે જ્યાં લગે, તિહાં (લગે) ત્હારૂં સહુ કોય;
નયન ફરૂક્ત જબ નહિ, તબ ત્હારૂં નહિ હોય. ૨૦
પાપ કીયા જીવ તેં બહુ, ધર્મ ન કીયો લગાર;
નરક પડયો યમ કર ચડયો, તિહાં જઇ કરે પોકાર. ૨૧
પાપ ઘડો પૂરણુ ભરી; તેં લીયો શીર પર ભાર;
તે કિમ છુટીશ જીવડા, ન કર્યો ધર્મ લગાર. ૨૨
ઈશ્યુ જાણી કુડકપટ, છણે છિદ્ર તું છાંડ;
તે છાંડીને જીવડા, જિનધર્મે ચિત માંડ. ૨૩
ખટ માસીને પારણે, ઇક સિથ લહે આહાર;
કરતો નિંદા નવી ટળે, તસ દુર્ગતિ અવતાર. ૨૪
નર ભવ ચિંતામણિ લહી, એળે તું મત હાર
ધર્મ કરીને જીવડા, સફળ કરો અવતાર. ૨૫

સકળ સામગ્રી તેં લહી, જીણે તરીએ સંસાર;
પ્રમાદ વશે ભવ કાં ગમે, કર નિજ હૈયે વિચાર. ૨૬
ધન કારણ તું ઝળહળે, ધર્મ કરી થાયે સૂર;
અનંત ભવનાં પાપ સવિ, ક્ષણમાં જાયે દૂર. ૨૭
આશા અંબર જેવડી, મરવું પગલાં હેઠ;
ધર્મ વિના જે દિન ગયા; તિણ દિન કીધી વેઠ. ૨૮
કર્મે કો નવી છુટીએ, ઇન્દ્ર ચન્દ્ર નર દેવ;
રાય રાણા મંડલિક વળી, અવર નરજ કુણ હેવ. ૨૯
વરસ દિવસ ઘરઘર ભમ્યા, આદિનાથ ભગવંત;
કર્મવશે દુઃખ તેણે લહ્યાં, જે જગમાં બળવંત. ૩૦
કાને ખીલા ઘાલીયા, ચરણે રાંધી ખીર;
તેહુને કર્મે નડયો, ચોવીસમા શ્રી વીર. ૩૧
કીધાં કર્મ ન છુટીએ, જેહનો વિષમો બંધ;
બ્રહ્મદત્ત નર ચક્કવઇ, સોળ વરસ લગે અંધ. ૩૨
આઠમો સુભૂમ ચક્કવઇ, ઋદ્ધિ તણો નહિ પાર;
કર્મવશે પરિવારશું, બુડયો સમુદ્ર મઝાર. ૩૩
સહસ પુરૂષશું સંજમ લીયો, શ્રી નેમીશ્વર હાથ;
તે થાવચ્ચા વંદિયે મહોત્સવ કર્યો યદુનાથ ૩૪
કોશ્યામંદિર ચોમાસું રહ્યા, નામ ચોરાશી ચોવીશ;
તે થુળિભદ્ર મુનિ વંદિયે, ભદ્રબાહુ ગુરૂ શિષ્ય. ૩૫
કપિલા સંગે નવિ ચળ્યો, શેઠ સુદર્શન ચંગ;
શૂળી સિંહાસન થઈ, સુર કરે મન રંગ. ૩૬
ગજસુકમાલ શિર સોમિલે, દેખી ધર્યા અંગાર;
સમતા પસાયે તે વળી, પામ્યા ભવનો પાર. ૩૭
પંચ શત શિષ્ય ખંધક તણા, ઘાણી પીલ્યા સોય;
શિવ નગરી સુખ પામીયા, એ સમતા ફળ જોય. ૩૮

ગૌ બ્રાહ્મણ સ્ત્રી બાળની, દઢપ્રહારે હત્યા કીધ;
ચાર પહોર કાઉસગ્ગ રહી, ષટ માસે કેવળ લીધ. ૩૯
કીધાં કરમ તો છુટીએ, જો કીજે જિન ધર્મ;
મન વચન કાયાએ કરી, એ જિનશાસન મર્મ. ૪૦.
દાન સુપાત્રે દીજીએ, તસ પુણ્યનો નહિ પાર.
સુખસંપત્તિ લહીએ ઘણી, મણિ મોતી ભંડાર. ૪૧.
ધન્ના સારથપતિ જુવો, ધૃત વહોરાવ્યું મુનિહાથ;
દાન પ્રભાવે જીવડો, પ્રથમ હુવો આદિનાથ. ૪૨.
દાન દીધું ધન સારથી, આનંદ હર્ષ અપાર,
નેમિનાથ જિનવર હુઆ, યાદવ કુળ શણગાર. ૪૩.
કળથી કેરા રોટલા, દીધું મુનિવર દાન;
વાસુપુજ્ય ભવ પાછલ, જિનપદ લહ્યું નિદાન. ૪૪.
સુલસા રેવતિ રંગશું, દાન દીયો મહાવીર;
તીર્થંકર પદ પામશે, લહેશે તે ભવતીર. ૪૫.
દાને ભોગજ પામીએ, શિયળે હોય સોભાગ;
તપ કરી કર્મ જ ટાળીએ, ભાવના શિવસુખ માગ. ૪૬.
ભાવના છે ભવનાશિની. જે આપે ભવપાર;
ભાવના વડી સંસારમાં જસ ગુણનો નહિ પાર. ૪૭.
અરિહંત દેવ સુસાધુ ગુરૂ, કેવળીભાષિત ધર્મ:
ઇશ્યું સમકિત આરાધતાં, છુટીજે સવિ કર્મ. ૪૮.

## અધ્યાત્મ સંબંધી દુહા.

સુર નર તિર્યંચ જોનિમેં, નરક નિગોદ ભમંત;
મહા મોહકી નિંદમેં, સોએ કાળ અનંત. ૧.
જેસેં જ્વરકે જોરસેં, ભોજનકી રૂચિ જાય;
તેસેં કુકર્મકે ઉદય, ધર્મ વચન ન સુહાય. ૨.

લગે ભુખ જ્વરકે ગયે, રૂચિશું લેત આહાર;
અશુભહિન શુભમતિ જગે, જાને ધર્મ વિચાર. ૩.
તન ધન જોબન કારિમા, સંધ્યા રાગ સમાન;
સકળ પદારથ જગતમેં, સુપન રૂપ ચિત્ત જાન. ૪.
મેરા મેરા મત કરે. તેરા હે નહિ કોય;
ચિદાનંદ પરિવારકા, મેળા હે દિન દોય. ૫.
એસા ભાવ નિહારી નિત, કીજે જ્ઞાન વિચાર;
મિટે ન જ્ઞાન વિચાર બિન, અંતર ભાવ વિકાર. ૬.
એ સંસાર અસારમેં, ભમતાં વાર અનંત;
નવ નવ ભવ ધારણ કયા, શરીર અનંતાનંત. ૭.
જનમ મરણ દોય સાથ છે, ખીણ ખીણ મરણ તે હોય;
મોહ વિકળ એ જીવને, માલુમ ન પડે કોય. ૮.
મેં તો ચેતન દ્રવ્ય હું, ચિદાનંદ મુજ રૂપ;
એ તો પુદ્ગલ પિંડ હે, ભરમજાળ અંધકૂપ. ૯.
સડન પડન વિધ્વંસન, એ પુદ્ગલનો ધર્મ;
સ્થિતિ પાકે ખીણ નવી રહે, જાણો એહિજ મર્મ. ૧૦
અનંત પરમાણુ મળી કરી, ભયા શરીર પરજાય;
વર્ણાદિ બહુ વિધ મિલ્યા, કાળે વિખરી જાય. ૧૧.
પુદ્ગલમાં હિત જીવકું, અનુપમ ભાસે એહ;
પણ જે તત્ત્વવેદી હોવે, તિણકું નહિ કછુ નેહ. ૧૨.
ઉપની વસ્તુ કારમી, ન રહે તે સ્થિર વાસ.
એમ જાણી ઉત્તમ જના, ધરે ન પુદ્ગલ આશ. ૧૩.
મોહ તજી સમતા ભજી, જાણે વસ્તુ સ્વરૂપ;
પુદ્ગલ રાગ ન કીજીએ, નવી પડીએ ભવકૂપ. ૧૪.
વસ્તુ સ્વભાવે નીપજે, કાળે વિણુસી જાય;
કર્તા ભોકતા કો નહિ, ઉપચારે કહેવાય. ૧૫

તીણુ કારણુ એ શરીરશું, સંબંધ ન માહરે કોય;
મેં ન્યારા એહથી સદા, એ પણ ન્હારા જોય; ૧૬.
એહ જગતમાં પ્રાણીયા, ભરમે ભૂલ્યા જેહ;
જાણી કાયા આપણી, મમત ધરે અતિ નેહ. ૧૭.
જબ સ્થિતિ એહ શરીરકી, કાળ પહોંચે હોય ખીણ;
તવ ઝૂરે અતિ દુઃખભરે, કરે વિલાપ એમ દીન. ૧૮.
હાહા પુત્ર ! તું કીહાં ગયો, મૂકી એ સહુ સાથ;
હાહા પતિ ! તું કીહાં ગયો, મુજને મૂકી અનાથ. ૧૯.
હા ! પિતા તમે કિહાં ગયા, અમ કુણ કરશે સાર;
હા બંધવ ! તુમે કીહાં ગયા, શૂન્ય તુમ વિણ સંસાર. ૨૦.
હા માતા ! તું કીહાં ગઇ, અમ ઘરની રખવાળ;
હા બ્હેની ! તું કીહાં ગઈ, રોવત મુકી બાળ. ૨૧.
મોહવિકળ એમ જીવડા, અજ્ઞાને કરી અંધ;
મમતા વશ ગણી માહરા, કરે કલેશના ધંધ. ૨૨,
એણિવિધ શોક સંતાપ કરી, અતિ સંકલેશ પરિણામ;
કર્મબંધ બહુવિધ કરે, ન લહે ખીણુ વિશ્રામ. ૨૩.
જ્ઞાનવંત ઉત્તમ જના, ઉનકા એહ વિચાર;
જગમાં કોઈ કીસકા નહિ, સંજોગીક સહુ ધાર. ૨૪.
ભવમાં ભમતાં પ્રાણીયા, કરે અનેક સંબંધ;
રાગદ્વેષ પરિણુતિ થકી, બહુવિધ બાંધે બંધ. ૨૫.
કીસકા બેટા બાપ હે, કીસકી માત ને ભ્રાત,
કીસકા પતિ કીસકી પ્રિયા, કીસકી ન્યાત ને જાત. ૨૬.
કીસકા મંદિર માળિયા, રાજ્ય રિદ્ધિ પરિવાર;
ક્ષીણ વિલાસી એ સહુ, એમ નિશ્ચે ચિત્ત ધાર. ૨૭.

ઈન્દ્રજાળ સમ એ સહુ, જેસો સુપનકો રાજ;
જેસી માયા ભૂતકી, તેસો સકળ એ સાજ. ૨૮.
મોહ મદિરાના પાનથી, વિકળ ભયા જે જીવ;
તીનકું અતિ રમણીય લગે, મગન રહે તે સદૈવ. ૨૯.
મિથ્યામતિના જોરથી, નવી સમજે ચિત્તમાંહી;
ક્રોડ જતન કરે બાપડો, એ રહેવેકો નાંહી. ૩૦.
એમ જાણી ત્રણ લોકમાં, જે પુદ્ગલ પરજાય;
તીનકી હું મમતા તજું, ધરૂં સમતા ચિત્ત લાય. ૩૧.
એહ શરીર નહિ માહરૂં, એ તો પુદ્ગલ ખંધ;
હું તો ચેતન દ્રવ્ય છું, ચિદાનંદ સુખકંદ. ૩૨.
એહ શરીરના નાશથી, મુજકું નહિ કોઇ ખેદ;
હું તો અવિનાશી સદા, અવિચળ અકળ અભેદ. ૩૩.
પરમેં નિજપણું માનકે, નિવિડ મમત ચિત્ત ધાર;
વિકળ દશા વરતે સદા, વિકલ્પનો નહિ પાર. ૩૪.
મેં મેરા એ ભાવથી, ફીર્યો અનંતો કાળ;
જિન વાણી સિત્ત પરિણમે, છુટે મોહ જંજાળ. ૩૫.
મોહ વિકળ એ જીવકું, પુદ્ગલ મોહ અપાર;
પણ ઈતની સમજે નહિ, ઈણમેં કછુ નહિ સાર. ૩૬.
પુદ્ગલ રચના કારમી, વીણસતાં નહિ વાર;
એમ જાણી મમતા તજી, સમતાશું મુજ પ્યાર. ૩૭.
જનની મોહ અંધારકી, માયા રજની પૂર;
ભવદુ:ખકી એ ખાણ હે, ઇણશું રહીએ દૂર. ૩૮.
એમ જાણી નિજ રૂપમેં, રહું સદા સુખવાસ;
ઓ સવિ ભવજાળ હે, ઇણશું ભયા ઉદાસ. ૩૯.

ભુજંગી છંદ.

તજી મંદિર માળિયા ગોખ મેડી, તજી બાગ બંગલા પ્રૌઢ પેઢી;
સ્મશાનેસુકાં કાષ્ટમાં વાસ લેવો, અરે આવશે એક તો દિન એવો.૧
ધણી ઘેર સેના ઘણા હાથી ઘોડાં, ઘણી યુક્તિવાળા બન્યા બેલ્ન જોડા;
ઘડીમાં થશે સ્વપ્નનો સાજ જેવો, અરે આવશે એક તો દિન એવો. ૨
હશો ગામમાં સીમમાં કે કૂપીમાં, હશો ખેદમાં કે હશો જો ખુશીમાં;
કહો કોણ જાણે હશે કાળ કેવો, અરે આવશે એક તો દિન એવો. ૩
નહિ આગળે કાગળેથી જણાવે, નહિ કોઈ સાથે સંદેશો કહાવે;
અજાણ્યો અકસ્માત આશ્ચર્ય જેવો, અરે આવશે એક દિન એવો. ૪
પૂરા થઈ શક્યા તે થશે કામ પૂરાં, અધુરાં રહ્યાં તે રહેશે અધુરાં;
તડાકો તમે તોપનો જેમ ઉંચો, અરે આવશે એક તો દિન એવો. ૫

વૈરાગ્ય પદ.

આ તન રંગ પતંગ સરીખો, જાતાં વાર ન લાગેજી;
અસંખ્ય ગયા ધન ધામને મેલી, તારી નજરો આગેજી. ૧
અંગે તેલ ફુલેલ લગાવે, માથે છોગાં ઘાલેજી;
યોવન ધનનું જોર જણાવે, છાતી કાઢી ચાલેજી. ૨
જેમ ઉંદરડે દારૂ પીધો, મસ્તાનો થઈ ડોલેજી;
મગરૂરીમાં અંગ મરોડે, જેમ તેમ મુખથી બોલેજી. ૩
મનમાં જાણે મુજ સરિખો, રસીયો નહિ કોઈ રાગીજી;
બહારે તાકી રહી બીલાડી, લેતાં વાર ન લાગીજી. ૪
આજ કાલમાં હું તું કરતાં, જમડા પકડી જાશેજી;
બ્રહ્માનંદ કહે ચેત અજ્ઞાની, અંત ફજેતી થાશેજી.

# છંદો, થોયો, સ્તવનો—
# —સજ્ઝાયો તથા ગહુંલીયો.

## —: : છંદો : :—

### શ્રી ગૌતમ સ્વામીનો છંદ.

પેહેલો ગણધર વીરનોરે, શાસનનો શણગાર;
ગૌતમ ગોત્ર તણો ધણીરે, ગુણમણિ રયણ ભંડાર.
જયંકર જીવો ગૌતમ સ્વામ, એ તો નવનિધિ હોય જસ કામ;
એતો પુરે વાંછિત કામ, એતો ગુણ મણિ કરો ધામ.
જયંકર જીવો ગૌતમ સ્વામ. ૧

જેષ્ઠા નક્ષત્ર જનમીયારે, ગોબર ગામ મોઝાર;
વસુભૂતિસુત પૃથ્વી તણોરે, માનવ મોહનગાર, જયં૦ ૨
સમવસરણ ઇંદ્રે રચ્યું રે, બેઠા શ્રી વર્ધમાન;
બેઠી તે બારે પરખદારે, સુણવા શ્રી જિનવાણ. જયં૦ ૩
વીર કન્હે સંજમ લહ્યુંરે, પંચસયાં પરિવાર;
છઠ છઠ તપને પારણેરે, કરતા ઉગ્ર વિહાર. જયં૦ ૪
અષ્ટાપદ લબ્ધે ચડયારે, વાંદ્યા જિન ચોવીશ;
જગ ચિંતામણિ તિહાં કર્યુંરે, સ્તવિયા શ્રી જગદીશ. જયં૦ ૫
પનરશેં તાપસ પારણેરે, ખીર ખાંડ ધૃત પૂર;
અમિય જાસ અંગુઠડોરે, ઉગ્યો તે કેવલસૂર. જયં૦ ૬
દીવાળી દિન ઉપન્યુંરે, પ્રભાતે કેવલ નાણ;
અક્ષિણલબ્ધિ તણો ધણીરે, નામે તે સફળ વિહાણ. જયં૦ ૭
પચાસ વરસ ઘરવાસમાંરે, છદ્મસ્થાએ ત્રીશ;

બાર વરસા લગે કેવળીરે, બાણુ તે આયુ જગીશ. જયં૦ ૮
ગૌતમ ગણધર સારિખારે, શ્રી વિજયસેન સૂરિશ;
એ ગુરૂચરણ પસાઉલેરે. ધીર નમે નિશદિશ. જયં૦ ૯

—: : થોયો : :—

## श्री सीमंधरजिनस्तुति.

वंदे पुव्वविदेहभूमिमहिलालंकारहारोवमं ।
देवं भत्तिपुरस्सरं जिणवरं सीमंधर सामियं ॥
पाया जस्स जिणेसरस्स भयभीसंदेहसंतासणा ।
पोआभा भवसायरम्मि निवडन्ताणं जणाणं सया ॥१॥
तीआणागयवट्टमाण अरिहा सव्वोवि सुक्खावहा ।
पाणीणं भवियाण सन्तु सययं तित्थंकरा ते चिरं ॥
जेसिं मेरुगिरिम्मि वासवगणा देवंगणा संगया ।
भत्तीए पकुणंति जम्मणमहं सोवणकुम्भाइहिं ॥२॥
निस्सीमामलनाणकाणणघणो सम्मोहनिन्नासणो ।
जोनीसेसपयत्थसत्थकलणे आइच्चकप्पो फुडो ॥
सिद्धन्तं भविया सरन्त हिअए तं बारसङ्गीगयं ।
नाणाभेयनयावलीहि कलिअं सव्वण्णुणा भासियं ॥३॥
जे तित्थंकरपायपंकजवणा सोविक्करोलंवया ।
भव्वाणं जिणभत्तयाण अणिसं सोहिज्जकज्जेरया ॥
सम्मादिट्ठिसुरा वराभरणभादिप्पन्तदेहप्पहा ।
ते सङघस्स हवन्तु विग्धहरणा कल्लाणसंपायणा ॥४॥

# શ્રી સિદ્ધ ચક્રની સ્તુતિ.

સિદ્ધ ચક્ર સેવો સુવિચાર, આણી હૈડે હર્ષ અપાર, જેમ લહો સુખ શ્રીકાર; મનશુધ્ધે નવ ઓળી કીજે, અહોનિશ નવપદ ધ્યાન ધરિજે, જિનવર પૂજા કીજે; પડિક્કમણાં દોય ટંકનાં કીજે, આઠે થોયે દેવ વાંદીજે, ભૂમિ સંથારો કીજે; મૃષાતણો કીજે પારહાર, અંગે શીલ ધારીજે સાર, દીજે દાન અપાર ॥૧॥ અરિહંત સિદ્ધ આચર્ય નમીજે, વાચક સર્વ સાધુ વંદીજે, દર્શન જ્ઞાન થુણીજે; ચારિત્ર તપનું ધ્યાન ધરિજે, અહોનિશ નવપદ ગુણણું ગણીજે, નવ આયંબિલ પણ કીજે; નિશ્ચય રાખીને મન ઇશ, જપો પદ એક એકને ઇશ, નવકારવાલી વીશ; છેલ્લે આયંબીલે પણ કીજે, સત્તરભેદી જિનપૂજા રચીજે, માનવ ભવ ફળ લીજે ॥૨॥ સાતશેં કુષ્ઠીના એ રોગ, નાઠા ન્હવણ લઇ સંયોગ, દૂર હુઆ કર્મના ભોગ; કુષ્ઠ અઢારે દૂર જાય, દુઃખ દારિદ્ર સવિ દૂર પલાય, મનવાંછિત ફળ થાય; નિર્ધનીયાને દિયે બહુ ધન, અપુત્રીયાને પુત્ર રતન, જો સેવે શુદ્ધ મન; નવકાર સમો નહિ કોઇ મંત્ર, સિદ્ધચક્ર સમો નહિ કોઇ યંત્ર, સેવો ભવિયણ એકંત ॥૩॥ જે સેવ્યો મયણા શ્રીપાળ, ઉંબર રોગ ગયો તત્કાળ, પામ્યા મંગળ માળ; શ્રીપાળ પેરે જે આરાધે, તસ ઘેર દિન દિન દોલત વાધે, અંતે શિવસુખ સાધે; વિમલેશ્વર જક્ષ સેવા સારે, આપદા કષ્ટ સવિ દૂર નિવારે, દોલત લક્ષ્મી વધારે; મેઘવિજય કવિરાયનો શિષ્ય, હઇડે ભાવ ધરી સુજગીશ, વિનયવિજય નિશદિશ. ॥૪॥

## —: : સ્તવનો : :—

### ૧. શ્રી સિદ્ધાચળની તલાટીનું સ્તવન.

( સેવો ભવિયાં વિમલ જિનેશ્વર—એ રાગ. )

ત્રિભુવન તારક તીર્થ તલાટી, ચૈત્યવંદન પરિપાટીજી;
મિથ્યા મોહ ઉલંઘી ઘાટી, આપદા અલગી નાઠીજી.
ત્રિભુવન તારક તીર્થ તલાટી. ( એ આંકણી ) ૧.

જનવર ગણધર નરવર, સુરવર કોડાકોડીજી,
ઇહાં ઉભા ગિરિવરને વાંદે, પૂજે હોડાહોડીજી. ત્રિભુવન. ૨.

ગુણઠાણાની શ્રેણિ જેહવો, ઊર્ધ્વગામી પંથ ઇહાંથીજી,
ચડતે ભાવ ભવી આરાધો, પુણ્ય વિના મળે કીહાંથીજી.
ત્રિભુવન. ૩.

મેરૂ સરસવ તુજ મુજ અંતર, ઉંચો જોઇ નિહાળુંજી;
તો પણ ચરણ સમિપે બેઠો, મનનો અંતર ટાળુંજી.
ત્રિભુવન. ૪.

સેવન કારણ પહેલી ભૂમિ, અમળ અદ્વેષ અખેદજી;
ધર્મરત્ન પદ તે નર પામે, ભૂગર્ભરહસ્યનો ભેદજી.
ત્રિભુવન. ૫.

## ૨. રાયણનું સ્તવન.

(જિનજી ત્રેવીશમા જિન પાસ, આશ મુજ પૂરવે રે લોલ—એ રાગ.)

જિનજી આદિશ્વર અરિહંતકે, પગલાં ઇહાં ધર્યાંરે લોલ;
મારા નાથજીરે લોલ.
જિનજી પૂરવ નવાણું વારકે, આપ સમોસર્યા રે લોલ. મારા. ૧.
જિનજી સુરતરૂસમ સુખકારકે, રાયણ રૂયડીરે લોલ;
જિનજી નિરખી હરખે ચિત્તકે, ભાંગે ભુખડીરે લોલ. મારા. ૨.
જિનજી નિર્મળ શીતલ છાંયકે, સુગંધી વિસ્તરે રે લોલ;
જિનજી પાન ફુલ ફળ ખંધકે, પુન્ય નિધિ ભરેરે લોલ, મારા. ૩.
જિનજી સાધિષ્ઠાયક દેવ; સદા હિત સાધતા રે લોલ.
જિનજી હળુકરમી હરખાયકે, અમરફળ બાંધતા રે લોલ. મારા. ૪
જિનજી મધુરી મોહન વેલ કે, કળિયુગમાં ખડી રે લોલ;
જિનજી સેવે સંત મહંત કે, ત્રિભુવનમાં વડી રે લોલ. મારા. ૫.
જિનજી પુણ્યવંત જે માણુસ, તે આવી ચડી રે લોલ;
જિનજી શુભ ગતિબાંધે આયુષ, નરકે નવિ પડે રે લોલ. મારા. ૬.
જિનજી પ્રભુ પગલાં સુપસાય કે, સુપૂજિત સર્વદા રે લોલ;
જિનજી મ્હોટાનો અનુયોગ કે, આપે સંપદા રે લોલ. મારા. ૭.
જિનજી સૂર્યકાંત મણિ જેમ કે, સૂર્યપ્રભા ભરે રે લોલ;
જિનજી પામી સ્વામી સંગ કે, રંગ પ્રભા ધરે રે લોલ. મારા. ૮.
જિનજી સફળ સદા ફળદાય કે. મોક્ષફળ આપજો રે લોલ;
જિનજી સફળ ક્રિયા વિધિ છાપ કે, નિર્મલ છાપજોરે લોલ. મારા. ૯
જિનજી ધર્મરત્ન ફળ યોગ્ય કે, અમર થાઉં સદા રે લોલ;
જિનજી આશીર્વાદ આબાદ કે, દેજો સર્વદા રે લોલ. મારા. ૧૦

## ૩. શ્રી પુંડરિકસ્વામીનું સ્તવન.

( ગિરૂઆ રે ગુણ તુમતણી—એ રાગ. )

ધનધન પુંડરિક સ્વામીજી, ભરત ચક્રી નૃપ નંદરે;
દીક્ષા ગ્રહી પ્રભુ હાથથી, પૂજિત ગણધર વૃંદ રે. ધનધન. ૧
આદિ જિન વદન કમળ થકી, નિસુણી સિદ્ધાચલ મહિમા રે,
આવ્યા ગિરિવર ભેટવા, વિસ્તાર્યો તીર્થનો મહિમા રે. ધનધન. ૨
પાવન પુરૂષ પસાયથી, પૃથ્વી પવિત્ર થઇ જાય રે;
તેથી પુંડરિક નામથી, આજ લગે પૂજાય રે. ધનધન ૩
પદ્માસન પ્રતિમા બની, પ્રભુ સન્મુખ સોહાય રે;
પૂજા વિવિધ પ્રકારની, કરતા ભવિ સમુદાય રે. ધનધન ૪
અવિતહ વાગરણા કહ્યા, અજિણ જિણ સંકાસા રે;
ધર્મરત્ન પદ આપજો, મુજ મન મોટી આશા રે. ધનધન. ૫

## ૪. શ્રી શાંતિજિન સ્તવન.

શાંતિ જિનેશ્વર સાહિબ વંદો, અનુભવ રસનો કંદો રે;
મુખ મટકે લોચનને લટકે, મોહ્યા સુર નર વૃન્દો રે. શાંતિ૦ ૧
આંબે મંજરી કોયલ ટહુકે, જલદ ઘટ જેમ મોરા રે;
તેમ જિનવરને નિરખી હું હરખું, વળી જેમ ચંદ ચકોરરે. શાંતિ. ૨
જિન પડિમા શ્રી જિનવર સરખી, સૂત્ર ઘણાં છે સાખી રે;
સુરનર મુનિવર વંદન પૂજા, કરતા શિવ અભિલાષી રે. શાંતિ. ૩

રાયપસેણીમાં પડિમા પૂજી, સૂર્યાભ સમકિતધારી રે,
જીવાભિગમે પડિમા પૂજી, વિજયદેવ અધિકારી રે. શાંતિ. ૪
જિનવર બિંબ વિના નવી વંદું, આણંદજી એમ બોલે રે;
સાતમે અંગે સમકિત મૂળે, અવર કહ્યા તસ તોલે રે. શાંતિ. ૫
જ્ઞાતાસૂત્રમાં દ્રૌપદી પૂજા, કરી શિવ સુખ માગે રે;
રાય સિધારથ પડિમા પૂજી, કલ્પસૂત્રમાં રાગે રે. શાંતિ. ૬
વિદ્યાચારણ મુનિવર વંદી, પડિમા પંચમે અંગે રે;
જંઘાચારણ વિશમે શતકે, જિનપડિમા મન રંગે રે. શાંતિ. ૭
આર્ય સુહસ્તિ સૂરિ ઉપદેશે, સાચો સંપ્રતિ રાય રે;
સવા ક્રોડ જિનબિંબ ભરાવ્યા, ધન ધન તેહની માય રે. શાંતિ. ૮
મોકલી પ્રતિમા અભયકુમારે, દેખી આર્દ્રકુમાર રે;
જાતિ સ્મરણે સમકિત પામી, વરીઆ શિવ વધૂ સાર રે. શાંતિ. ૯
ઇત્યાદિક બહુ પાઠ કહ્યા છે, સૂત્ર માંહી સુખકારી રે;
સૂત્ર તણો એક વરણ ઉત્થાપે, તે કહ્યા બહુલ સંસારી રે. શાંતિ.૧૦
તે માટે જિન આણા ધારી, કુમતિ કદાગ્રહ વારી રે;
ભક્તિ તણા ફળ ઉત્તરાધ્યયને, બોધિબીજ સુખકારી રે. શાંતિ. ૧૧
એક ભવે દોય પદવી પામ્યા, સોલમા શ્રી જિનરાય રે;
મુજ મન મંદિરીએ પધરાવું, ધવળમંગળ વર્તાવું રે. શાંતિ, ૧૨
જિન ઉત્તમ પદ રૂપ અનુપમ, કીર્તિ કમળાની શાળા રે;
જીવ વિજય કહે પ્રભુજીની ભક્તિ, કરતાં મંગળ માળા રે. શાંતિ. ૧૩

## ૫. શ્રી અજિત જિન સ્તવન.

અજિત જીણંદ દયા કરોરે, આણી અધિક પ્રમોદ;
જાણી સેવક આપણો રે, સુણીએ વચન વિનોદરે.
જિનજી ! સેવના, ભવોભવ માહરી હોજો રે; એહ મન કામના. ૧
કર્મશત્રુ તુમે જીતીયારે, તીમ મુજને જીતાડ,
અજિત થાઉં દુશ્મન થકીરે, એ મુજ પૂરો ઉત્સાહ રે. જિનજી. ૨
જિતશત્રુ નૃપનંદનો રે, જીતે વયરી જેહ;
ઇહાં કને અચરીજ કો નહિરે, પરિણામે ગુણગેહરે. જિનજી. ૩
સકળ પદારથ પામીએરે, દીઠે તુમ દેદાર;
સોભાગી માહમાનીલોરે, વિજયામાત મલ્હારરે. જિનજી. ૪
જ્ઞાનવિમળ સુપ્રકાશથીરે, ભાસિત લોકાલોક;
શિવસુંદરીના વાહલારે, પ્રણમે ભવિજન થોકરે. જિનજી સેવના.
ભવોભવ માહરી હોજોરે, એહી મન કામના. ૫

## ૬. શ્રી પાર્શ્વજિન સ્તવન.

શ્રી પાસજી પ્રગટ પ્રભાવી, તુજ મૂરતિ મુજમન ભાવીરે;
મનમોહના જિનરાયા, સુરનરકિંનર ગુણ ગાયારે. મન૦ ૧
જે દિનથી મૂરતિ દીઠી, તે દિનથી આપદા નિઠી રે,
મુખ મટકાળું સુપસન્ન, દેખત રીઝે ભવિ મનરે; મન૦
સમતારસકેરાં કચોળાં. નયણાં દીઠે રંગરોળારે. મન૦ ૨
હાથે ન ધરે હથિયાર, નહિ જપમાળાનો પ્રચારરે; મન૦
ઉત્સંગે ન ધરે રામા, જેહથી ઉપજે સવી કામારે. મન૦ ૩
ન કરે ગીત નૃત્યા ચાળા, એ તો પ્રત્યક્ષ નટના ખ્યાલારે, મન૦
ન બજાવે આપે વાજાં, ન ધરે વસ્ત્ર જીરણ સાજાંરે. મન૦ ૪
એમ મૂરતિ તુજ નિરૂપાધિ, વીતરાગ પણે કરી સાધીરે: મન૦
કહે માનવિજય ઉવજ્ઝાય; મેં અવલંબ્યા તુજ પાયરે. મન૦ ૫

## ૭. શ્રી પાર્શ્વજિન સ્તવન.

જિનપતિ અવિનાશી કાશી ધણી રે, મનની આશા પુરણ હાર હો. જીનપતિ ચિંતામણી રે, જિનપતિ અશ્વસેન કુલચંદલો રે વાલો મારો વામા માત મલ્હાર હો. જિનપતિ. ૧. જિનપતિ ત્રણ ભુવન સીર સેહરોરે, સેવ ચોસઠ સુરપતિ પાય હો. જિનપતિ ચિંતામણી રે, જિનપતિ નાચે નવનવા છંદથી રે, સુર વધૂ મધુર સ્વરે ગુણ ગાય હો, જિનપતિ. ૩. જિનપતિ તુજ રૂપે રતિપતિ ધસ્યો રે, અંગથી લાજી થયો છે અનંગ હો. જિન. જિનપતિ તુજ ઉપમા કોઇ જગ નહિ રે, તું છે ગુણરાસી નીસંગ હો. જિનપતિ. ૩. જિનપતિ સોલ સહસ અણગારને રે, સાહુણી અડતીસસહસ નિસ્તાર હો. જિનપતિ ચિંતામણી રે, જિનપતિ નાગપતિ કર્યો નાગને રે, કરૂણા કરી દીધો નવકાર હો. જિનપતિ. ૪. જિનપતિ ધરણરાય પદમાવતી રે, સેવે પાર્શ્વજક્ષ વલી પાય હો. જિનપતિ. જિનપતિ જાદવની નાસી જરા રે, તો હવે અમને કરો સુપસાય હો જિનપતિ ચિંતામણી રે. ૫. જિનપતિ પાસતે આશ મુજ પુરવે રે, સાચો શંખેશ્વર મહારાજ હો. જિનપતિ ચિંતામણી રે, જિનપતિ શ્રી ગુરૂ પદ્મવિજય તણો રે. માગે રૂપવિજય શીવરાજ હો. જિનપતિ. ૫.

## ૮. શ્રી કુંથુજિન સ્તવન.

રસીયા કુંથુજિનેશ્વર કેશર ભીની દેહડીરે લોલ, મારા નાથજીરે લોલ,
રસીયા મનવાંછિત વર પૂરણ સુરતરૂ વેલડીરે લોલ;
રસીયા અંજન રહિત નિરંજન નામ હૈયે ધરોરે લોલ,

રસીયા જુગતે કરી મન ભગતે પ્રભુ પૂજા કરોરે લોલ. મારા. ૧
રસીયા શ્રી નંદન આનંદન ચંદનથી શિરેરે લોલ,
રસીયા તાપ નિવારણ તારણ તરણ તરીપરેરે લોલ;
રસીયા મનમોહન જગમોહન કોઇ નહિ કીસ્યોરે લોલ,
રસીયા કુડા કળયુગમાંહી અવર ન કો ઇસ્યોરે લોલ. મારા. ૨
રસીયા ગુણ સંભારી જાઉં બલિહારી નાથનેરે લોલ,
રસીયા કોણ પ્રમાદે છાંડે શિવપુર નાથનેરે લોલ;
રસીયા કાચ તણે કારણ કોણ નાખે સુરમણિરે લોલ,
રસીયા કોણ ચાખે વિષફળને ગન મેવા ગણીરે લોલ. મારા. ૩
રસીયા સુરનરપતિ સુત ઠાવો ચ્યાસા ચિહું દિશેરે લોલ,
રસીયા વરસ સહસ પંચાણું જિન પૃથ્વી વસેરે લોલ;
રસીયા ત્રીશ ધનુષ પણ ઉપર ઊંચ પણે પ્રભુરે લોલ,
રસીયા ત્રણ ભુવનનો નાથ કે થઇ બેઠો વિભુરે લોલ. મારા. ૪
રસીયા અજ લંછન ગત લંછન કંચન વાન છેરે લોલ,
રસીયા રિદ્ધિ પૂરે દુઃખ ચૂરે જેહને ધ્યાન છે રે લોલ;
રસીયા બુદ્ધ શ્રી સુમતિ વિજય કવિ સેવક વિનવેરે લોલ,
રસીયા રામ કહે જિન શાસન નહિ મૂકું હવેરે લોલ. મારા. ૫

## ૯. શ્રી સિદ્ધચક્રનું સ્તવન.

ઓ ભવિ પ્રાણી રે સેવો, સિદ્ધચક્ર ધ્યાન સમો નહિ મેવો, ઓ૦
જે સિદ્ધચક્રને આરાધે, તેની કીર્તિ જગમાં વાધે. ૧

પહેલે પદે રે અરિહંત, બીજે સિદ્ધ બુદ્ધ ધ્યાન મહંત,
ત્રીજે પદે રે સૂરીશ્વર, ચોથે ઉવજ્ઝાય ને પાંચમે મુનીશ્વર. ૨

છઠે દર્શન કીજે, સાતમે જ્ઞાનથી શિવ સુખ લીજે,

આઠમે ચારિત્ર પાળો, નવમે તપથી મુકતે જાઓ. ૩
ઓળી આયંબિલની કીજે, નોકરવાલી વીસ ગણી જે,
ત્રણ ટંકના રે દેવ વાંદીને, પડિલેહણ પડિક્કમણાં કીજે. ૪
ગુરૂ મુખ કિરિયા રે કીજે, દેવ ગુરૂ ભાક્ત ચિત્તમાં ધરી જે,
એમ કહે રામનો શિષ્ય, ઓળી ઉજવજો જગદીશ. ૫

## ૧૦. શ્રી સિદ્ધચક્રનું સ્તવન.

સિદ્ધચક્ર વર સેવા કીજે, નરભવ લાહો લીજેજી,
વિધિ પૂર્વક આરાધન કરતાં, ભવ ભવ પાતક છીજે;
ભવિજન ભજીએજી.
અવર અનાદિની ચાલ નિત્ય નિત્ય તજીએજી. ( એ આંકણી ) ૧
દેવના દેવ દયા કર ઠાકર, ચાકર સુર નર ઇન્દાજી,
ત્રિગડે ત્રિભુવન નાયક બેઠા, પ્રમાણો શ્રી જિનચંદા. ભવિ૦ ૨
અજ અવિનાશી અકળ અજરામર, કેવળ દંસણ નાણીજી,
અવ્યાબાધ અનંતું વીર્યજ, સિદ્ધ પ્રમાણો ગુણ ખાણી. ભવિ૦ ૩
વિદ્યા સૌભાગ્ય લક્ષ્મી પીઠ, મંત્રરાજ યોગ પીઠજી,
સુમેરૂ પીઠ એ પંચ પ્રસ્થાને, નમો આચારજ ઈઠ. ભવિ૦ ૪
અંગ ઉપગ નંદિ અનુયોગા, છ છેદ ને મૂળ ચારજી,
દશ પયન્ના એમ પણયાલીસ, પાઠક તેહના ધાર. ભવિ૦ ૫
વેદ ત્રણ ને હાસ્યાદિક ષટ, મિથ્યાત્વ ચાર કષાયજી,
ચૌદ અભ્યંતર નવ વિધ બાહ્યની, ગ્રંથી તજે મુનિરાય. ભવિ૦ ૬
ઉપશમ ક્ષયઉપશમ ને ક્ષાયક, દર્શન ત્રણ પ્રકારજી,
શ્રદ્ધા પરિણતિ આતમ કેરી, નમીએ વારંવાર. ભવિ૦ ૭
અઠ્ઠાવીસ ચૌદ ને ષટ દુગ એક, મત્યાદિકના જાણુજી,
એમ એકાવન ભેદે પ્રણમો, સાતમે પદ વરનાણ. ભવિ૦ ૮

નિવૃત્તિ ને પ્રવૃત્તિ ભેદે, ચારિત્ર છે વ્યવહારેજી,
નિજગુણ સ્થિરતા ચરણ તે પ્રણમો, નિશ્ચય શુદ્ધ પ્રકારે, ભવિ૦ ૯
બાહ્ય અભ્યંતર તપ તે સંવર, સમતા નિર્જરા હેતુજી,
તે તપ નમીએ ભાવ ધરીને, ભવસાગરમાં સેતુ. ભવિ૦ ૧૦
એ નવપદમાં પણ છે ધર્મી, ધર્મ તે વરતે ચારજી,
દેવગુરૂ ને ધર્મ તે એહમાં, દો તીન ચાર પ્રકાર. ભવિ૦ ૧૧
મારગદેશક અવિનાશીપણું, આચાર વિનય સંકેતજી,
સહાયપણું ધરતા સાધુજી, પ્રણમો એહીજ હેતે. ભવિ૦ ૧૨
વિમળેશ્વર સાનિધ્ય કરે તેહની, ઉત્તમ જે આરાધેજી,
પદ્મવિજય કહે તે ભવિ પ્રાણી, નિજ આતમ હિત સાધે. ભવિ૦ ૧૩

## ૧૧ શ્રી વીશ સ્થાનકનું સ્તવન.

હાંરે મારે પ્રણમું સરસ્વતી માગું વચન વિલાસ જો,
વીસે રે તપ સ્થાનક મહિમા ગાઇશું રે લોલ;
હાંરે મારે પ્રથમ અરિહંત પદ લોગસ્સ ચોવીસ જો,
બીજે રે સિદ્ધ સ્થાનક પન્નર ભાવશું રે લોલ. ૧
હાંરે ત્રીજે પવયણશું ગણશો લોગસ્સ સાત જો,
ચઉથે રે આયરિયાણં છત્રીસનો સહી લોલ;
હાંરે મારે થેરાણંપદ પાંચમે દશ ઉદાર જો,
છઠ્ઠું રે ઉવજ્ઝાયાણં પચવીશનો સહી રે લોલ. ૨
હાંરે મારે સાતમે લોએ સવ્વ સાહુ સત્તાવીશ જો,
આઠમે નમો નાણસ્સ પંચે ભાવશું રે લોલ;

હાંરે મારે નવમેં દરિસણુ સડસઠ મનને ઉદ્વાર જો,
દશમે નમો વિણુયસ્સ દશ વખાણી રે લોલ. ૩
હાંરે મારે અગીઆરમે નમો ચારિત્તસ્સ લોગસ્સ સત્તર જો,
બારમે નમો બંભસ્સ નવગુણે સહી રે લોલ;

હાંરે મારે કીરિયાણંપદ તેરમે વળી પચવીસ જો,
ચઉદમે નમો તવસ્સ બાર ગુણે સહી રે લોલ. ૪

હાંરે મારે પંદરમે નમો ગોયમસ્સ અઠ્ઠાવીશ જો,
નમો જીણાણં ચઉવ્વીશ સોળમે રે લોલ;

હાંરે મારે સત્તરમે ચારિત્ત લોગસ્સ સિત્તેર જો,
નાણસ્સનો પદ ગણશું એકાવન અઢારમે રે લોલ. ૫

હાંરે મારે ઓગણીસમે નમો સુઅસ્સ વીશ પીસ્તાલીશજો,
વીશમે નમો તિત્થસ્સ ભાવશું રે લોલ;

હાંરે મારે તપનો મહિમા ચારશેં ઉપર વીશ જો,
ષટ માસે એક ઓળી પુરી કાજીએ રે લોલ. ૬
હાંરે મારે તપ કરતા વળી ગણીએ દોય હજાર જો,
નવકારવાળી વીશે સ્થાનક ભાવશું રે લોલ;
હાંરે મારે પ્રભાવના સંઘ સ્વામી વત્સલ સારજો,
ઉજમણા વિધિ કીજીએ વિનય લીજીએ રે લોલ. ૭

હાંરે મારે તપનો મહિમા કહે શ્રી વીર જિનરાય જો,
વિસ્તારે ઇમ સંબંધ ગોયમ સ્વામીને રે લોલ;
હાંરે મારે તપ કરતાં વળી તીર્થંકર પદ હોય જો,
દેવ ગુરૂ ઇમ કાન્તિ સ્તવન સોહામણો રે લોલ. ૮

## —: : સજ્ઝાયો : :—

## ૧. અનંતકાયની સજ્ઝાય.

અનંતકાયના દોષ અનંતા, જાણો ભવિયણ પ્રાણીરે;
ગુરૂ ઉપદેશે તે પરિહરજો, એવી જિનવર વાણીરે. અનંત૦ ૧
પુઢવી પાણી આગ્ન વાયુ, વનસ્પતિ પ્રત્યેકારે;
એ પાંચે થાવર ગુરૂમુખથી, સાંભળજો સુવિવેકારે. અનંત૦ ૨
બેઇન્દ્રિ તેઇન્દ્ર ચોરેંદ્રિ, પંચેન્દ્રિય પ્રમુખારે;
એકેકી કાયાએ જિનરાજે, ભાખ્યા જીવ અસંખ્યારે. અનંત૦ ૩
એ છ કાયતણા જે જીવા, તે સહુ એકણ પાસેરે;
કંદમૂળ સોયસોયની અગ્રે, જીવ અનંતા પ્રકાસ્યારે. અનંત૦ ૪
બહુ હિંસાનું કારણ જાણી, સાંભળજો સુવિચારારે;
કંદમૂળ ભક્ષણ પરિહરજો, કરજો સફળ જમવારારે. અનંત૦ ૫
અનંતકાયના બહુ ભેદ ભાખ્યા, પન્નવણા ઉવંગેરે;
શ્રીગૌતમ ગણધરની આગે, શ્રીવીરજિણંદે મનરંગેરે. અનંત૦ ૬
નરક તણા છે ચાર દુવારા, રાત્રિભોજન પહેલુંરે;
પરસ્ત્રી બીજું અથાણું, ત્રીજું, અનંતકાય છે છેલ્લુંરે. અનંત૦ ૭
એ ચારેને જે પરિહરશે, દયા ધરમ આદરશેરે;
કીર્તિકમળા તસ વિસ્તરશે, શિવમંદિર સંચરશેરે. અનંત૦ ૮
પાંચે પર્વી પોષહ કીજે, ભાવે જિન પૂજીજેરે;

સંપત અનુસારે દાન દીજે, એમ ભવ લાહો લીજેરે. અનંત૦ ૯
ચૌદ નિયમ સંભારો સંક્ષેપો, પડિક્કમણાં દોય વારોરે;
ગુરૂ ઉપદેશ સુણી મનરંગે, એ શ્રાવક આચારોરે. અનંત૦૧૦
પર ઉપગાર કરો નિજ શકતે, કુમતિ કદાગ્રહ મૂકોરે;
નવનવા ઉપદેશ સુણીને, મૂળ ધર્મ મત ચૂકોરે; અનંત૦૧૧
તપગચ્છનાયક શિવસુખદાયક, શ્રીવિજયધર્મસૂરીંદારે;
તાસ પસાયે દિન દિન વાધે, ભાવસાગર મુણીંદારે. અનંત૦૧૨

—::૦::—

## ૨. કઠિયારાની સજઝાય.

વીર જિનવરરે, ગૌતમ ગણધરને કહે,
ગુરૂવાણીરે, પુણ્યવંત પ્રાણી સદ્દહે;
કઠીયારોરે, પરદેશી દુર્બોધિ હે,
તે તો નિશ્ચયરે, નવી પામે પ્રતિબોધ એ;
પ્રતિબોધ નિશ્ચય તે ન પામે, જીવ જે દુર્બોધિ એ,
ઘન કર્મ મર્મ જોગે જડને, ધર્મ સાથે વિરોધ એ;
તવ કહે ગૌતમસ્વામી કર, સંપુટ કરી મનોહાર એ,
દૃષ્ટાંત કઠીયારાતણું મુજ કહો જગદાધાર એ. ૧

તવ જંપેરે, ચરમ જિનેશ્વર તેહ ભણી,
સુણ ઉત્તમરે, ગૌતમ ગોત્ર તણા ધણી;
કઠીયારોરે, કોઇ એક પુરે રહે,
તે તો અનુદિનરે, મૂળાં લેવાને વન વહે;
એક દિન તે ઇંધણ કાજે, ગિરિ ગહ્વરમાં ગયો,
અતિ સરલ સુંદર તરૂ નિહાળી, હૈયામાં હર્ષિત થયો;

તે તરૂત છેદ્યો મૂળ ખણુતાં, નીકળી એક માટલી,
વર પંચ રત્નને જડિત અદ્‌ભુત, જાતરૂપ તણી ભલી. ૨

શિરે મૂળીરે, વાંસે તે પીઠરી ધરી,
ઘેર આવતાંરે, વૃષ્ટિ હુઇ અતિ આકરી;
મૂળી વેચીરે, નવી શકયો ઘરમાં ઠવી,
ખોળ ખાવારે, આણ્યો દીનપણું ચવી;
ચવી દીન પણું મૂરખ વિપણુથી, ઉછીનો ખોળ આણીયો,
તે કનક પીઠરી માંહી ઘાલી, રાંધે મૂરખ પ્રાણીયો;
મૂળિકાકેરા ખંડ કાપી, ક્ષણ ક્ષણ અગ્નિમાં ધરે;
તેહ તણો પરિમળ અતિ નિર્ગળ, સબળ સઘળે વિસ્તરે. ૩

એહવે એકરે, ધનદ ધણી અવતારીયો;
જોતાં થકાંરે, ગંધ ઘણો તસ આવીયો,
મન ભીતરરે, વિસ્મય ભારે પાવીયો;
પાવીયો વિસ્મય ગંધ કયાંથી, બાવનાચંદન તણો,
એહવો કવણ ઉદાર ભોગી, દ્રવ્ય એમ કેહને ઘણો;
ગંધને અનુસારે આવે, ગેહ કઠીયારા તણે,
અતિ અસમંજસ નિહાળી, શેઠ શિખામણ ભણે. ૪

રે રે મૂરખરે, મમ કર એહ અકાજ રે,
કાંઇ બાળેરે, બાવનાચંદન આજરે;
તુજ આપું રે, તોળી કનક બરોબરે,

સુખ ભોગવરે, ભામિની સુંદર મંદિરે;
મંદિર સુંદર જેમ પુરંદર, કરે વિનોદ વિલાસએ,
એ રયણુ રૂડાં કાંઇ જાણે, પૂરવું તુજ આશએ;
મૂરખ સમજે નહિ અકિંચન, રયણુ વિણુસાડે જડો,
મન ખેદ ધરતો ઘેર સધાવે, શેઠ એહ ઉપનય વડો. ૫

ભવ પટ્ટણુરે, વિસ્તર ભૂમિ વખાણીએ,
મતિ જાડીરે, જીવ કબાડી જાણીએ;
રૂડી કાયારે, કનક તણુી એ છમકલી,
પાંચ ઇન્દ્રિયરે, જ્યોતિ રત્ન ઉપર વળી.
ઉપર વળી રૂચિ રત્ન કેરી, વિષય ખોળ અસારરે;
તેહ તણે કાજે આયુ ચંદન, દહે મૂઢ ગમારએ;
નિજ કાય ઇન્દ્રિય કનક રયણુ, કાંતિ સકળ કરે વૃથા,
એ વાત જગ વિસ્તાર પામી, તેલ જળમાંહી યથા ૬

શેઠ સદ્ગુરૂરે, પ્રીતિ ધરી પ્રતિબોધવા,
ઉપગારીરે, દીયે ઉપદેશ નવા નવા;
નવી સમજેરે, ભારેકર્મી જીવડો,
જાત્યંધારે, કીશું કરે તસ દીવડો;
દીવડો શું કરે સદ્ગુરૂ, વિષયઅંધા જે જના,
એ કળા સારી ગુરૂ કેરી, વૃથા નિર્મળ દળ વિના,
એહ સુણી ઉપનય વિષય વિષસમ, વિષયખોળ સવી વામીએ,
ગુણવિજય અધિપતિ વીર જંપે, પરમ પદવી પામીએ. ૭

## ૩. માયાની સજ્ઝાય.

માયા કારમીરે, માયા મ કરો ચતુર સુજાણ;
માયાવાહ્યો જગત વિલુદ્ધો, દુઃખીયો થાય અજાણ—એ આંકણી.
જે નર માયાને મોહી રહ્યા, તેને સ્વપ્ને નહિ સુખ ઠાણ. માયા૦ ૧
નાના મોટા નરને માયા, નારીને અધિકેરી;
વળી વિશેષે અધિકી માયા, ઘરડાને ઝાઝેરી. માયા૦ ૨
માયા કામણ માયા મોહન, માયા જગ ધુત્તારી;
માયાથી મન સહુનું ચળીયું, લોભીને બહુ પ્યારી. માયા૦ ૩
માયા કારણ દેશ દેશાંતર, અટવી વનમાં જાય;
ઝાઝ બેસીને દ્વીપ દ્વીપાંતર, જઈ સાયર ઝંપલાય. માયા૦ ૪
માયા મેળી બહુ કરી ભેળી, લોભે લક્ષણ જાય;
ભયથી ધન ધરતીમાં ઘાલે, ઉપર વિષધર થાય. માયા૦ ૫
જોગી જતિ તપસી સંન્યાસી, નગન થઈ પરિવરીયા;
ઉંધે મસ્તકે અગ્નિ તાપે, માયાથી નવી ઉગરીયા. માયા૦ ૬
શિવભૂતિ સરીખો સત્યવાદી, સત્યઘોષ કહેવાય;
રત્ન દેખી તેહનું મન ચળીયું, મરીને દુર્ગતિ જાય. માયા૦ ૭
લબ્ધિદત્ત માયાએ નડીયો, પડીયો સમુદ્ર મોઝાર;
મચ્છ માખણીયો થઇને મરીયો, પહોતો નરક મોઝાર. માયા૦ ૮
મન વચન કાયાએ માયા, મૂકી વનમાં જાય;
ધન ધન તે મુનીશ્વર રાયા, દેવ ગંધર્વ જસ ગાય. માયા૦ ૯

---

## ૪. વૈરાગ્યની સજ્ઝાય.

બલિહારી જાઉં એ વૈરાગ્યની, જેહના મનમાં એ ગુણ આવ્યો રે;

મોક્ષની મોતી તે જીવડા, નર ભવ ફળ તેણે પાયોરે. બલિ૦ ૧
જેમાં ભીખારીને ભાંગ્યો ઠીંકરો, તે તો તજવો દોહિલો હોયરે;
ખટ ખંડ તજવા સોહિલા, જો વૈરાગ્ય મનમાં હોયરે. બલિ૦ ૨
નથી સંસારમાં કોઈ કોઇનું, સૌ સ્વારથીયા સગાવ્હાલાંરે;
કર્મ સંયોગે સહુ સાંપડયાં, અંતે જાશે સઘળાં હાલારે. બલિ૦ ૩
મારૂં મારૂં મમ કરો પ્રાણિયા, તારૂં નથી એણીવેળા રે;
ખાલી પાપના પોટલા બાંધવા, થાશે નરકમાં ઠેલમઠેલારે. બલિ૦ ૪
ગરજ સરે જો એહથી, તો સંસાર મુનિ કેમ છોડે રે;
પણ જૂઠી બાજી છે સંસારની, ઇંદ્રજાળની બાજી માંડી રે; બલિ૦ ૫
નગારાં વાગે માથે મોતનાં, કેમ નિશ્ચિત થઇને સૂતો રે;
મધુબિંદુ સુખની લાલચે, ખાલી કીચડમાં કેમ ખુતોરે. બલિ૦ ૬
લાખ ચોરાશી જીવાયોનિમાં, નહિ કોઈ છુટવાનો આરો રે;
એકજ મલ્લ વૈરાગ્ય છે, તુમે ધર્મરત્ન સંભારોરે. બલિહારી૦ ૭

---

## ૫. વૈરાગ્યની સજ્ઝાય.

મરણુ ન છુટે રે પ્રાણિયા, કરતાં કોટી ઉપાય રે,
સુરનર અસુર વિદ્યાધરા, સહુ એક મારગ જાય રે;
મરણુ ન છુટે રે૦ ૧

ઇન્દ્ર ચંદ્ર રવી હરિ હળી, ગણપતિ કામકુમાર રે;
સુરગુરૂ સુરવૈદ્ય સારિખા, પોત્યા જમ દરબાર રે. મરણુ૦ ૨
મંત્ર જંત્ર મણિ ઔષધિ, વિદ્યા હુન્નર હજાર રે;
ચતુરાઇ કેરા રે ચોકમાં, જમડો લુંટે બજાર રે. મરણુ૦ ૩

ગર્વ કરી નર ગાજતા, કરતા વિવિધ તોફાન રે;
માથે મેરૂ ઉપાડતા, પોત્યા તે સમશાન રે. મરણુ૦ ૪

કપડાં ઘરેણાં ઉતારશે, બાંધશે ઠાઠડી માંય રે;
ખોખરી હાંડલી આગરે, રોતા રોતા સહુ જાય રે. મરણુ૦ ૫

કાયા માયા સહુ કારમી, કારમો સહુ ઘરબાર રે;
રંક ને રાય છે કારમો, કારમો સકળ સંસાર રે. મરણુ૦ ૬

ભીડી મુઠી લઈ અવતર્યો, મરતાં ખાલી છે હાથ રે;
જીવડા જોને તું જગતમાં, કોઇ ન આવે છે સાથ રે. મરણુ૦ ૭

નાના મોટા સહુ સંચર્યા, કોઈ નહિ સ્થિર વાસ રે;
નામ રૂપ સહુ નાશ છે, ધર્મરત્ન અવિનાશ રે. મરણુ૦ ૮

---

## ૬. વૈરાગ્યની સજ્ઝાય.

પુણ્ય સંયોગે પામીયો જીરે, નરભવ આરજ ખેત;
શ્રાવક કુળ ચિંતામણિ જીરે, ચેતી શકે તો ચેતરે જીવડા !
એ સંસાર અસાર.
સાર માત્ર જિનધર્મ છે જીરે, આપણું ઘર સંભાર રે. જીવડા૦ ૧

માતપિતા સુત બાંધવા જીરે, દાસ દાસી પરિવાર;
સ્વાર્થ સાધે સહુ આપણો જીરે, સહુ મતલબના યાર રે. જીવડા૦ ૨

સરોવર જળનો મિંડકો જીરે, તાકે આપણો ભક્ષ;
સાપ તાકે છે મિંડકો જીરે, સહુને આપણો લક્ષ રે જીવડા૦ ૩

મયૂર તાકે છે સાપને જીરે, આહેડી તાકે છે મોર;
મચ્છ ગળાગળ ન્યાય છે જીરે, નિર્ભય નહિ કોઇ ઠોર રે. જી૦ ૪

કર્મે નાટક માંડયો જીરે, જીવડો નાચણહાર;
નવા નવા ભેખાથમાં જીરે, ખેલે વિવિધ પ્રકાર રે. જીવડા૦ ૫
ચોરાશી ચોગાનમાં જીરે, રૂપ રંગનારે ઠાઠ;
તમાસા ત્રણ લોકના જીરે, બાજીગરના પાઠ રે. જીવડા૦ ૬
બોત ગઇ થોડી રહી જીરે, પરભવ ભાતું રે બાંધ,
સમતા સુખની વેલડી જીરે, ધર્મરત્ન પદ સાધ રે. જીવડા૦ ૭

## ૭. વૈરાગ્યની સજઝાય.

આ સંસાર અસાર છે ચિત્ત ચેતો રે, જૂઠો સકલ સંસાર
ચતુર ચિત્ત ચેતો રે;
સંધ્યા રાગ સમાન છે ચિત્ત ચેતો રે, ખાલી આ ઇન્દ્રજાળ. ચ૦ ૧
એકલો આવ્યો જીવડો ચિત્ત૦ જાશે એકલો આપ;ચતુર ચિત્ત૦
સઘળું અહિં મૂકી જશે ચિત્ત૦ સાથે પુણ્ય ને પાપ. ચતુર૦૨
કરણી પાર ઉતારશે ચિત્ત૦ કોણ બેટો કોણ બાપ; ચતુર૦
રાજ નહિ પોપાબાઇનું ચિત્ત૦ જમડો લેશે જવાબ. ચતુર૦ ૩
સુખમાં સજ્જન સહુ મળ્યા ચિત્ત૦ દુઃખમાં દૂર પલાય; ચતુર૦
અવસર સાધો આપણો ચિત્ત૦ છંડો દૂર બલાય. ચતુર૦ ૪
ફરી અવસર મળવો નથી ચિત્ત૦ હીરો સાંપડયો હાથ; ચતુર૦
રંકને રત્ન ચિંતામણિ ચિત્ત૦ રણમાં સજ્જન સાથ. ચતુર૦ ૫
સમતાનાં ફળ મીઠડાં ચિત્ત૦ સંતોષ શિવતરૂમૂળ; ચતુર૦
બે ઘડી સાધો આપણી ચિત્ત૦ ધર્મરત્ન અનુકૂળ. ચતુર૦ ૬



## ૮. વૈરાગ્યની સજ્ઝાય.

તન ધન જોબન કારમુંજી, કોના માત ને તાત;
કોના મંદિર માળીયાજી, જેસી સ્વપ્નની વાત.
સોભાગી શ્રાવક! સાંભળો ધર્મ સજ્ઝાય. ૧
ફોગટ ફાંફાં મારવાજી, અંતે સગું નહિ કોય,
ઘેબર જમાઈ ખાઇ ગયોજી, વણિક કુટાયો જોય. સોભાગી૦ ૨
પાપ અઢારને સેવીનેજી, લાવે પૈસો એક;
પાપના ભાગી કો નહિજી, ખાવાવાળા છે અનેક. સોભાગી૦ ૩
જીવતાં જશ લીધો નહિજી, મુવા પછી શી વાત;
ચાર ઘડીનું ચાંદણુંજી, પછી અંધારી રાત. સોભાગી૦ ૪
ધન તે મોટા શ્રાવકોજી, આણંદ ને કામદેવ,
ઘરનો બોજો છોડીનેજી, વીર પ્રભુની કરે સેવ. સોભાગી૦ ૫
બાપદાદા ચાલ્યા ગયાજી, પૂરાં થયાં નહિ કામ;
કરવી દૈવની વેઠડીજી રે, શેખસલી પરિણામ. સોભાગી૦ ૬
જો સમજે તો સાનમાંજી, સદ્‌ગુરૂ આપે છે જ્ઞાન;
જો સુખ ચાહો મોક્ષનાજી, ધર્મરત્ન ધરો ધ્યાન. સોભાગી૦ ૭



## ૯. બીડી પીવાની સજ્ઝાય.

દેખા દેખાએ ચાલતાંજી રે, પામર પામે સંતાપ;
વ્યસન વિલુદ્ધા બાપડાજી રે, બાંધે બહુલાં પાપ રે. પ્રાણી!
બીડી વ્યસન નિવાર, ફોગટ ભવ કેમ હાર રે. પ્રાણી! બીડી૦ ૧

ધન ધર્મ ધાતુ હણેજી રે, છકાય જીવ વિનાશ;
કર્મજોરે જઠર વ્યથાજી રે,પ્રગટે શ્વાસ ને ખાંસ રે, પ્રાણી ! બીડી૦૨

પ્રતિદિન પચવીશ પીવતાંજી રે, સો વર્ષે નવ લાખ;
ગતિ મતિ વિણસે સદાજી રે, છાતી હોવે ખાખરે. પ્રાણી! બીડી૦૩

ચિત્ત બંધાણી ચોરટીજી રે, હારે જન્મ નિટોલ;
ધુમાડે બાચક ભરેજી રે, અંદર પોલમપોલ રે. પ્રાણી ! બીડી૦૪

નોકારશી પોરસી નહિજી રે નહિ પૌષધ ઉપવાસ;
રાત્રિ ચોવિહાર નહિ બનેજીરે,બાંધ્યો બીડીએ પાસરે પ્રાણી!બીડી૦૫

મુખ ગંધા માનવતણીજી રે,નાત વધાર્યા રે જાય;
વાયાં ન વળે બાપડાજી રે, પછી ઘણા પસ્તાય રે. પ્રાણી ! બીડી૦૬

દાંત પડે આંખ્યું ગળેજી રે, અતિશય થાય હેરાન;
ધર્મરત્ન ચેતો હવેજીરે, દ્યો બીડી પચ્ચખ્ખાણ રે. પ્રાણી ! બીડી૦૭



## ૧૦. શિખામણની સજ્ઝાય.

શ્રી ગુરૂચરણ પસાઉલે, કહીશું શિખામણ સાર;
મન સમજાવો આપણું, જીમ પામો ભવપાર. ॥૧॥
કહે ભાઇ રૂડું તેં શું કર્યું ?, આતમને હિતકાર;
ઇહભવ પરભવ સુખ ઘણા, લહિએ જયજયકાર. ॥ કહે૦॥૨॥

લાખ ચોરાસી યોનિ ભમી, પામ્યો નર અવતાર;
દેવ ગુરૂ ધર્મ ન ઓળખ્યા, ન જપ્યો મન નવકાર ॥કહે૦॥૩॥

નવ મસવાડા ઉદર ધર્યો, પાળી પોઢો રે કીધ;
માય તાય સેવા કીધી નહીં, ન્યાયે મન નવિ દીધ. ॥કહે૦॥૪॥

ચાડી કીધીરે ચોતરે, દંડાવ્યા ભલા લોક;
સાધુ જનને સંતાપીયા, આળ ચઢાવ્યાં તેં ફોક. ॥કહે૦॥૫॥
લોભે લાગ્યોરે પ્રાણીઓ, ન ગણે રાતને દિશ;
હાહો કરતાંરે એ એકલો, જઇને હાથ ઘસીશ. ॥કહે૦॥૬॥
કપટ છળ ભેદ તેં કર્યાં, ભાખ્યા પરના રે મર્મ;
સાતે વ્યસને સેવિયાં. નવિકીધો જિનધર્મ. ॥કહે૦॥૭॥
ક્ષમા ન કીધી તેં ખાંતશું, દયા ન કીધી રેખ;
પરવેદન તેં જાણી નહિ, તો શું લીધો ભેખ. ॥કહે૦॥૮॥
સંધ્યારંગ સમ આઉખું, જળ પરપોટોરે જેમ;
ડાભ અણી જળબિંદુઓ, અથિર સંસાર છે એમ. ॥કહે૦॥૯॥
અભક્ષ અનંતકાય વાવર્યાં, પીધાં અણગળ નીર;
રાત્રિભોજન તેં કર્યાં, કીમ પામીશ ભવતીર. ॥કહે૦॥૧૦॥
દાન શીયળ તપ ભાવના, ધર્મના ચાર પ્રકાર;
તે તેં ભાવે ન આદર્યાં, રઝળીશ અનંતો સંસાર. ॥કહે૦॥૧૧॥
પાંચે ઇંદ્રીરે પાપિણી, દુર્ગતિ ઘાલે છે જેહ;
તે તો તેં મેલી મોકળી. કિમ પામીશ શિવગેહ, ॥કહે૦॥૧૨॥
ક્રોધે વીંટયોરે પ્રાણીઓ માન ન મૂકે રે કેડ;
માયા સાપણીને સંગ્રહી, લોભને લીધો તેં તેડ. ॥કહે૦॥૧૩॥
પર રમણીરસ મોહીયો; પરનિંદાનોરે ઢાળ;
પરદ્રવ્ય તેં નવિ પરિહર્યું, પરને દીધીરે ગાળ. ॥કહે૦॥૧૪॥
ધર્મની વેળા તું આળસુ, પાપ વેળા ઉજમાળ;
સંચ્યું ધન કોઇ ખાઇ જશે, જીમ મધમાખી મહુઆળ. ॥૧૫॥
મેલી મેલી મૂકી ગયા, જે ઉપાર્જીરે આથ;
સંચય કીજે રે પુણ્યનો, જે આવે તુઝ સાથ. ॥કહે૦॥૧૬॥

શુદ્ધ દેવ ગુરૂ ઓળખી, કીજે સમક્તિ શુદ્ધ;
મિથ્યા મતિ દુરે કરી, રાખી નિર્મળ બુદ્ધ. ॥કહે૦॥૧૭॥
ખોડીદાસ સંઘવી તણે, આગ્રહે કીધ સજ્ઝાય;
કાંતવિજય ઉજ્ઝાયનો, રૂપવિજય ગુણ ગાય. ॥કહે૦॥૧૮॥

---

## ૧૧. ચેતનને શિખામણની સજ્ઝાય.

( કડખાની દેશી. )

ચતુર તું ચાખ હિતશિખ સુખડી,
બાપડા વિષય કાં મૂઢ મંડે;
વિષયલંપટપણે રાતદિન નવિ ગણે,
ક્રોધ મદ માન માયા ન છંડે.
ચતુર તું ચાખ મુજ હિતશિખ સુખડી૦ ॥૧॥

સદન ધન સ્વજન જન નિરખી નિજ વશ અરે,
માહરૂં માહરૂં મ કર ભોળા;
તાહરૂં તેહ જે સુકૃત કરે,
પિંડ પાપે ભરી કરીય રોળા. ચ૦ ॥ ૨ ॥

કાલ અહંટ શશી સૂર વૃષ જોડલું,
દિવસ ને નિશી અતિ ઘડીયમાલ;
નિરખી નિજ આઉખું નીર ઉલેચતાં,
કાં ન છંડે હજીય મોહજાલ. ચ૦ ॥ ૩ ॥

સકળ શુભ કાજની આજ વેળા લહી,
મોહે મુંઝયો હજી શું વિમાસે;

સકળ સુખ તુજ ગમે દેહદુઃખ નવિ ખમે,
કરણી વિણુ મુક્તિ રતિ કેમ કરાશે, ચ૦ ॥ ૪॥

અથિર સંસારમાં સાર નવકારનું,
ધ્યાન ધરતાં સદા હૃદય રીઝે;
એહથી ભવ તરે મેરૂ મહિમા ધરે,
રિદ્ધિવિજયાદિ સુખ સકળ સીઝે. ચ૦ ॥ ૫ ॥

---

## ૧૨. શ્રી ગજસુકુમાલની સજઝાય.

ગજસુકુમાળ મહામુનિજી રે, શ્મશાને કાઉસગ્ગ,
સોમિલ સસરે દેખીનેજી રે, કીધો મહા ઉવસગ્ગ રે.
પ્રાણી ! ધન ધન એહ અણુગાર, વંદો વારંવારરે રે ॥પ્રાણી૦॥ ૧

પાળ બાંધી શિર ઉપરેજી રે, અગ્નિ ધરી તેહ માંહ;
જળજળ જ્વાળા સળગતીજીરે, ઋષિ ચડીયા ઉત્સાહરે ॥પ્રાણી૦॥૨

એ સસરો સાચો સગોજી રે, આપે મુક્તિની પાઘ;
ઈણુ અવસર ચૂકું નહિંજી રે, ટાળું કર્મ વિપાક રે ॥પ્રાણી૦॥૩

મારૂં કાંઇ બળતું નથીજી રે, બળે બીજાનું એહ;
પાડોશીની આગમાંજી રે, આપણો અળગો ગેહરે ॥પ્રાણી૦॥૪

જન્માંતરમાં જે કર્યાજી રે, આ જીવે અપરાધ;
ભોગવતાં ભલી ભાતશુંજીરે, શુકલ ધ્યાન આસ્વાદરે ॥પ્રાણી૦॥ ૫

દ્રવ્યાનળ ધ્યાનાનળેજી રે કાયા કર્મ દહંત;
અંતગડ હુવા કેવળીજી રે, ધર્મરત્ન પ્રણમંતરે ॥પ્રાણી૦॥ ૬

## ૧૩. સમકિતની સજ્ઝાય.

સમક્તિ નવી લહ્યું રે, એ તો રૂળ્યો ચતુર્ગતિ માંહે;—એ આંકણી.
ત્રસ સ્થાવરકી કરૂણા કીની, જીવ ન એક વિરાધ્યો;
તિન કાળ સામાયિક કરતાં, શુદ્ધ ઉપયોગ ન સાધ્યો. સમક્તિ૦ ૧

જુઠા બોલનકો વ્રત લીનો, ચોરીકો પણ ત્યાગી;
વ્યવહારાદિમાં નિપુણ ભયો, પણ અંતર દ્રષ્ટિ ન જાગી. સમ૦ ૨

ઉર્દ્ધ ભૂજા કરી ઉંધો લટકે, ભસ્મ લગા ધુમ વટકે;
જટા જૂટ શિર મુંડે જુંઠો, વિણ શ્રદ્ધા ભવ ભટકે, સમ૦ ૩

નિજ પરનારી ત્યાગ કરકે, બ્રહ્મચારી વ્રત લીધો;
સ્વર્ગાદિક યાકો ફળ પાકે, નિજ કારજ નવી સિધ્યો. સમ૦ ૪

બાહ્ય ક્રિયા સબ ત્યાગ પરિગ્રહ, દ્રવ્યલિંગ ધર લીનો;
દેવચંદ્ર કહે યા વિધ તો હમ, બહુત વાર કર લીનો. સમ૦ ૫



## ૧૪. વૈરાગ્યની સજ્ઝાય.

જોઇ જતન કર જીવડા, આયુ અજાણ્યું જાયરે;
લે લાહો લક્ષ્મીતણો, પછી તિહાં કાંઈ નવી થાયરે. જોઈ૦ ૧

દુલ્લહો ભવ માણુસ તણો, દુલ્લહોરે દેહ નિરોગોરે;
દુલ્લહો દયા ધર્મ વાસના, દુલ્લહોરે સુગુરૂ સંજોગોરે. જોઇ૦ ૨

દિન ઉગે દિન આથમે, ન વળે કોઇ દિન પાછોરે;
અવસર કાજ ન કીધલું, તો મનમાં પસ્તાશોરે. જોઈ૦ ૩

લોભ લગે લખ વંચીયા, તેં પરધન હરી લીધાંરે;
કેડે ન આવે કાંઇને, કેડે રહ્યાં કર્મ કીધાં રે. જોઈ૦ ૪

માતા ઉદર ઉંધો રહી, ક્રોડી ગમે દુઃખ દીઠાંરે;
યોનિ જન્મ દુઃખ જે હુવા, તે તુજ લાગે છે મીઠાંરે, જોઇ૦ ૫
હા ! હે ! ભવ એળે ગયો, એકે અર્થ ન સાધ્યોરે;
સદ્દગુરૂ શીખ સુણી ઘણી, તો પણ સંવેગ ન વાધ્યોરે. જોઇ૦ ૬
માન મને કોઇ મત કરો, યમ જીત્યો નવી કેણેરે;
સુકૃત કાજ ન કીધલું, એ ભવ હાર્યો છે તેણેરે. જોઇ૦ ૭
જપ જગદીશના નામને, કાંઇ નિશ્ચિંતો તું સુવેરે;
કાજ કરે અવસર લહી, સવી દિન સરિખા ન હોવેરે. જોઇ૦ ૮
જગ જાતો જાણી કરી, તિમ એક દિન તુજ જાવોરે;
કર કરવો જે તુજ હોવે, પછી હોશે પસ્તાવોરે. જોઇ૦ ૯
તિથિ પર્વ તપ નહિ કર્યો, કેવળ કાયા તેં પોષીરે;
પરભવ જાતાં જીવને, સંબળ વિણ કિમ હોશેરે. જોઇ૦ ૧૦
સુણ પ્રાણી પ્રેમે કરી, લબ્ધિ લહી જિનવાણીરે;
સંબળ સાથે સંગ્રહો, એમ કહે કેવળનાણીરે. જોઇ૦ ૧૧

## ૧૫. શ્રાવકને હિતશિક્ષાની સજ્ઝાય.

ચેત ચેત ચેત પ્રાણી, શ્રાવક કુળ પાયો;
ચિંતામણિસેં દુર્લભ, માનુષ્ય ભવ પાયો.
ચેત ચેત ચેત પ્રાણી૦ (ટેક. ૧)

માયામેં મગન થઇ, સારો જન્મ ખોયો;
સુગુરૂ વચન નિર્મળ નીરે, પાપ મેલ ન ધોયો. ચેત૦ ૨
છિન્ન છિન્ન છિન્ન ઘટત આયુ, જયું અંજળી જળમાંહી;
યૌવન ધન માલ મુલક, સ્થિર ન રહેશે કયાંઇ, ચેત૦ ૩

પર રમણીકે પ્રસંગમેં, રાત દિવસ રાચ્યો;
અજ્ઞાની જીવ જાણે નહિ, શીલ રત્ન સાચો. ચેત૦ ૪

અબ તો ગુરૂ દેવ ધર્મ, ભાવ ભક્તિ કીજે;
ઉદયરત્ન કહે તીન રત્ન, યત્ન કરી લીજે. ચેત૦ ૫

## ૧૬. મન સ્થિર કરવા ઉપર સજ્ઝાય.

મન સ્થિર કરજો રે, સમક્તિ વાસીને;
ચપળ મ કરશો રે, કુગુરૂ ઉપાસીને,
સમજણ કરીને ચિત્તમાં રાખો, શંકા કંખા વારી;
વિતિગિચ્છા ને પરની પ્રશંસા, પરદર્શન સંગ છારી.
દીપક સરિખોરે, જ્ઞાન અભ્યાસીને. (મનસ્થિર૦) ॥ ૧ ॥

ધનુષ તીર ગદા ચક્ર ધરે જે, વયરી મારણ કાજ;
અરધાંગે જે રમણી રાખે, તેહને નહિ કાંઇ લાજ.
દેવ ન કહિયેરે, નારી ઉવાસીને;
પગે નવિ પડિયેરે, ક્રોધ નિવાસીને.
તસ પદ નમતાંરે, પામશો હાંસીને. (મનસ્થિર૦) ॥ ૨ ॥

ધન કણ કંચન કામની રાતા, પાપ તણા ભંડાર;
મારગ લોપી કોપીન પહેરે, કિમ લહેશે ભવપાર.
પરિગ્રહ સંગીરે, રહ્યા ઘર માંડીને;
વિષય પ્રસંગીરે, લજ્જા છાંડીને.
ગુરૂ મત કરજોરે, ભોગ વિલાસીને. (મનસ્થિર૦) ॥ ૩ ॥

ગૌ મહીષી અજી અવી પય માખણ, ખરી કરભી શુની દુધ;
રોઝી અરક થુઅર ખુરસાણી, પય માખણ નહિં શુદ્ધ.

દુરગતિ પડતાંરે, રાખે જે સાહીને;
ધર્મ તે કહીએરે, નિશ્ચય લાહીને.
નામે મત ભૂલોરે, જુઓ તપાસીને. (મનસ્થિર૦) ॥ ૪ ॥

ચોરી જારી દૂર નિવારો, મત કરો લોભ અપાર;
ક્ષમા દયા મનમાં નિત ધારો, જિમ નિસ્તરીએ સંસાર.
પાપ મ કરજોરે, જીવ વિનાશીને;
જુઠ ન કહેશોરે, છળ મન વાસીને.
સુખ જશ લહિયેંરે, ધર્મ ઉપાસીને. (મનસ્થિર૦) ॥ ૫ ॥

પંચ સમિતિ ત્રણ ગુપ્તિના ધોરી, ધર્મ ધ્યાન ધરનાર;
શુક્લ ધ્યાનમાં જસ મન વરતે, તે ગુરૂ તારણહાર.
તસ પદ પૂજોરે, સરધા ધારીને;
સેવના કરજોરે, કુમતિ નિવારીને.
સેવો ધ્યાવોરે, પરમ નિરાશીને. (મનસ્થિર૦) ॥ ૬ ॥

જિન ઉત્તમ પદ પદ્મની સેવા, કરજો સાચે ચિત્ત;
રૂપવિજય કહે અનુભવ લીલા, ઘટમાં પ્રગટે નિત્ય.
તિમ નિત્ય કરજોરે, જ્ઞાન અભ્યાસીને;
શમ દમ ધરજોરે, ધ્યાન ઉપાસીને.
શિવસુખ વરજોરે, ચિદ્દઘન રાશીને;
મન સ્થિર કરજોરે સમકિત વાસીને. ॥ ૭ ॥

## ૧૭. વણઝારાની સજ્ઝાય.

નરભવ નગર સોહામણું વણઝારારે, પામીને કરજે વેપાર,
અહો મોરા નાયક રે. ૧

સત્તાવન સંવર તણી વણઝારારે, પોઠી ભરજે ઉદાર,
અહો મોરા નાયકરે. ૨

શુભ પરીણામ વિચત્રતા વણઝારારે, કરીયાણાં બહુ મુલ,
અહો મોરા નાયક રે. ૩

મોક્ષનગર જાવા ભણી વણઝારારે, કરજે ચીત્ત અનુકુલ,
અહો મોરા નાયકરે. ૪

ક્રોધ દાવાનલ ઓલવે વણઝારારે, માન વીષમ ગીરિરાજ,
અહો મોરા નાયકરે. ૫

ઓલંઘજે હળવે કરી વણઝારારે, સાવધાન કરે કાજ,
અહો મોરા નાયકરે. ૬

વંશજાલ માયા તણી વણઝારારે, તીહાં ન કરજે વીસરામ,
અહો મોરા નાયકરે. ૭

ખાડી મનોરથ ભટ તણી વણઝારારે, પુરણનું નહિ કામ,
અહો મોરા નાયકરે. ૮

રાગ દ્વેષ દોય ચોરટા વણઝારારે, વાટમાં કરશે હેરાન,
અહો મોરા નાયકરે. ૯

વિવિધ વીર્ય ઉલ્લાસથી વણઝારારે, તે હણજે શીરઠાણ,
અહો મોરા નાયકરે ૧૦

એમ સવી વિઘ્ન વિદારીને વણઝારારે. પહોંચજે શીવપુર વાસ,
અહો મોરા નાયકરે. ૧૧

ક્ષય ઉપશમ જે ભાવના વણઝારારે, પોઠે ભર્યા ગુણ રાશ,
અહો મોરા નાયકરે. ૧૨

ક્ષાયિક ભાવે તે થશે, વણઝારારે, લાભ હોશે અપાર,
અહો મોરા નાયકરે. ૧૩
ઉત્તમ વણજ જે એમ કરે, પદ્મ નમે વારંવાર,
અહો મોરા નાયકરે. ૧૪

## ૧૮. આત્મહિત સજઝાય.

મ્હારૂં મ્હારૂં મમ કર જીવ તું, જગતમાં નહિ તાહરૂં કોઇરે,
આપ સ્વાર્થે સહુ મલ્યા, હૃદય વિચારીને જોયરે. માહરૂં. ૧
દિન દિન આયુ ઘટે તાહરૂં, જીમ જલ અંજલી હોયરે,
ધર્મવેલા નાવે ઢુંકડો, કવણ ગતિ તાહરી હોયરે. માહરૂં. ૨
રમણી શું રંગે રાચે રમે, કાંઇ દીયે આવલ બાથરે,
તન ધન જોબન સ્થિર નહિં પરભવ નાવે તુજ સાથરે. માહરૂં. ૩
એક ઘરે ધવલ મંગલ હુવે, એક ઘેર રૂવે બહુ નારરે,
એક ઘરે રામા રમે કંથસુ, એક સજે સકલ શણગારરે માહરૂં. ૪
એક ઘરે સહુ મલી બેસતાં, નીત નીત કરતા વિલાસ રે,
તેરે સાજનીયો ઉઠી ગયો, થીર ન રહ્યો એક વાસરે. મહારૂં. ૫
એહવું સ્વરૂપ સંસારનું, ચેત ચેત જીવ ગમારરે,
દશ દૃષ્ટાંતેરે દોહીલો, પામવો મનુજ અવતારરે. માહરૂં, ૬
હરખ વિજય કહે એહવું, જે ભજે જિનપદ રંગરે,
તે નરનારી વેગે વરે, મુક્તિ વધુ કેરો સંગરે માહરૂં. ૭



## —: : ગહુંલીયો : :—

### ૧. બાર ભાવનાની ગહુંલી.

( જીરે કામની કહે સુણો કંતજી—એ રાગ )

જીરે ભાવના બારે ભાવજો, જીરે ભાવથી સહુ નરનારરે,
જંજાલી જીવડા ! જાગો જાગોરે તમને ચેતવું;
જીરે મોંઘેરો આ ભવ મેળવી, જીરે પામો ભવનો પારરે. જં૦ ૧

જીરે નાશ છે સર્વે આખરે, જીરે સ્વપ્ના સમોરે સંસાર રે; જં.
જીરે અનિત્ય ભાવના ભાવીને, જીરે ચેતો ચિત્તમાં લગારરે. જં૦ ૨

જીરે અશરણ ભાવના એમ કહે, જીરે જૂઠી છે જગની સગાઇરે, જં.
જીરે મૃત્યુ આવેરે શરણું કો નહિં, જીરે કોના છોરૂ કોના ભાઈરે. જં૦ ૩

જીરે ચાર ગતિના ચોકમાં, જીરે ચેતન રઝળ્યો અપાર રે; જં.
જીરે સંસાર ભાવના સમજતાં, જીરે ધર્મ કરી પામો પાર રે. જં૦ ૪

જીરે એકત્વ ભાવના ચિંતવો, જીરે એકલો આવે ને જાય રે, જં.
જીરે એકલો કર્મને ભોગવે, જીરે ભાગ ન કોઈથી લેવાય રે. જં૦ ૫

જીરે જીવ ને કાયા જુદાં ગણો, જીરે જાણો જુદો પરિવાર રે, જં.
જીરે અન્યત્વ ભાવના ભાવતાં, જીરે આતમતત્ત્વ વિચાર રે. જં૦ ૬

જીરે અશુચિ ભાવના ઓળખો; જીરે અશુચિ ભરી આ કાયરે, જં.
જીરે અશુચિ પદાર્થથી ભરી, જીરે મોહ શું એમાં થાય રે. જં૦ ૭

જીરે આશ્રવ ભાવના ભાવતાં, જીરે પાપથી અટકો સદાય રે જં.
જીરે કર્મ બંધન નવાં નહિં કરો, જીરે તો શિવસુખ પમાય રે જં૦ ૮

જીરે સંવર ભાવના સમજજો, જીરે આશ્રવનો કરો રોધ રે; જં.
જીરે મન વચ કાય શુદ્ધિ કરી, જીરે મેળવો સદ્ગુરૂ બોધરે. જં. ૯

જીરે ચઉગતિ રૂપ સંસારનું, જીરે બીજને હરવા ખાસ રે જં.
જીરે નિર્જરા ભાવના ભાવતાં, જીરે કર્મનો કરજો નાશ રે. જં૦ ૧૦
જીરે ધર્મની ભાવના રાખજો, જીરે ધર્મ છે સકળ આધાર રે, જં.
જીરે ધર્મ વિના શિવપદ નહીં, જીરે ધર્મ કરો નરનાર રે જં૦ ૧૧
જીરે ચૌદ રાજના લોકમાં, જીરે રઝળ્યો આ જીવ અપાર રે, જં.
જીરે એક પ્રદેશ ન મેલીયો, જીરે લોકસ્વરૂપ વિચાર રે. જં૦ ૧૨
જીરે બોધિબીજઘણું પામવા, જીરે સમતા વરો શ્રીકાર રે, જં.
જીરે ભાવના બોધિબીજ ભાવતાં, પામો સમક્તિ સાર રે. જં૦ ૧૩
જીરે ભાવના બાર વિચારીને, જીરે ટાળો ભવોભવ દુઃખ રે, જં.
જીરે સદ્‌ગુરૂ વાણી સાંભળી. જીરે પામો મનને સુખરે જં૦ ૧૪

## ૨. સામાયિક કરવા વિષે ગહુંલી.

( જાત્રા નવાણું કરીએ વિમળગિરિ—એ રાગ. )

સામાયિક નિત્ય કરીએ હો પ્રાણી! સામાયિક નિત્ય કરીએ,
કરીએ તો શિવ સુખ વરીએ .... હો પ્રાણી૦ ॥૧॥
દુર્ધ્યાન દોને દૂર કરીને, ધર્મનું ધ્યાન જ ધરીએ,
સમતાનો શુભ લ્હાવ લેવાને, સાવદ્ય કર્મ પરિહરીએ. હો પ્રાણી૦॥૨॥
દુર્લભ નરભવ દુર્લભ આવો, ધર્મ મળે ન ફરી ફરીએ,
દોય ઘડીની એક સામાયિક, કરવાનું કેમ વિસરીએ. હો પ્રાણી૦॥૩॥
શ્રાવક નામ ધરાવી સાચું, વીર વચન અનુસરીએ,
સામાયિક દરરોજ કરીને, પુન્યની પોઠી ભરીએ. હો પ્રાણી૦॥૪॥
સામાયિક કરી વિકથા કરતાં, લાભ સકળને હરીએ;
તે માટે મન વશ રાખીને, દોષ ન વરીએ જરીએ. હો પ્રાણી૦॥૫॥

સામાયિક છે સાચું સદાનું, નાવ ભલું ભવદરિયે;
જો સમતાથી તે પર ચઢોએ, તો ભવસાયર તરિયે. હો. પ્રાણી૦॥૬॥
બત્રીશ દોષને દૂર કરીને, વ્રત વિધિથી ઉચ્ચરીએ;
સદ્‌ગુરૂ વાણી સાંભળી મનસુખ, પાપ થકીઓસરીએ હો પ્રાણી૦॥૭॥

## ૩. ગુરૂગુણ ગહુંલી.

( દેશી–ઓધવજી સંદેશો કહેજો શ્યામને. )

ચેતનજી ચિત ચેતી ચાલો ચોંપથી,
રંગે ઉમંગે જઇએ ગુરૂની હજુર જો;
ગુરૂ ગુણવન્તા જયવન્તા અહિં વીચર્યા,
વન્દન કરતાં પ્રગટે પુન્ય અંકુર જો. ચેતનજી. ૧
ક્ષમાના સાગર દયાના આગર સદ્‌ગુણી,
શાન્ત દાન્ત ગુણવંતા મહન્ત ને સન્ત જો;
મુનિ મહારાજ પુન્ય પ્રતાપી પેખતાં,
નયણ હમારા હરઘડીયે હરખંત જો. ચેતનજી. ૨
વીરની વાણી ઉત્તમ જાણી જગતમાં,
તપ જપ કરજો હરજો કર્મ આ વાર જો;
તપનો મહીમા મોટો આગમમાં કહ્યો,
તપથી તરીયા ભવીયા આ સંસાર જો. ચેતનજી. ૩
આજ અમારા મનોરથો સર્વે ફૂલ્યા,
આજ અમોને મલ્યા મુનિ સુખકાર જો;
આજ અમારે મોતીના મે વરસીયા,
આજ અમારા નાઠા દોષ અપાર જો. ચેતનજી. ૪
આજ અમારે સોવન સુરજ ઉગીયો,
આજ અમોને હૈયડે હરખ ન માય જો;

આજ અમારો ધન્ય દહાડો ને ધન્ય ઘડી,
આજ અમારૂં જીવન સફળ ગણાય જો. ચેતનજી. ૫
ધન્ય ધન્ય આવા ગુણવન્તા ગુરૂરાજને,
જે આપે ઉત્તમ રૂડો ઉપદેશ જો;
એ ગુણ ગુરૂનો કદિ અરે ના વિસરે,
માટે મનસુખ ગાય ગુરૂ ગુણ હંમેશ જો. ચેતનજી. ૬

## ૪. મિથ્યાત્વી પર્વ નિષંધક ગહુંલી.

( દેશી–ઓધવજી સંદેશો કહેજો. )

પર્વ મિથ્યાત્વી પરહરજો સહુ બેનીયો,
મિથ્યા મતિ મળવાનો માર્ગ મનાય જો;
સમકિતવંતી નારને એ શોભે નહિ,
શાસન આણાનું ઉલ્લંઘન થાય જો. પર્વ. ૧

બોળ ચોથના બોળ વાડે બુડી જઈ,
કાકડી પર કેઈ કરતાં કાળો કેર જો;
દયા ધર્મ આ અરે તમારો કયાં ગયો,
કરી વિચારને દૂર કરો અંધેર જો. પર્વ. ૨

રાંધણુ છઠની રસનામાં રાજી કરી,
વાસી ભોજન કરતાં અગણિત વાર જો;
સાતમ પાળી સીતળાની પૂજા કરો,
પોઢાડો વળી ચુલામાં ધરી પ્યાર જો. પર્વ. ૩

રાંધણુ છઠની રસના તો વસમી થશે,
વાસી ભોજન વોરાવશો બહુ પાપ જો;

ધર્મ અને વૈદક વિરૂદ્ધ વરતીયા,
તો રેગાદીક વધશે એથી અમાપ જો. પર્વ ૪

કુદેવ કેરી સેવા કરવા શાસ્ત્રમાં,
સરસ રીતથી નિષેધ છે નિરધાર જો;
તો શીતળાને છાંડીને બહુ ભાવથી,
વીતરાગની સેવ કરો સુખકાર જો. પર્વ. ૫

ધન્ય ભાગ્ય શીતળાનો બ્હેની સમજશું,
કે હશે પ્રગટયા કંચન સુર્ય પ્રકાશજો;
તળાઇને તરછોડી બીછાના બહુતજી,
ચુલામાં વસવાની ધરી જેણે આશ જો. પર્વ. ૬

ગાડરીયો પ્રવાહ ચાલ્યો આ અવનીમાં,
ધતીંગ ચાલ્યા ધરણી માંહે અનેક જો;
દીર્ઘ દ્રષ્ટિ વિચારને વ્હેલો વોળાવીને,
જૈન ધર્મ આણા ઉલ્વંઘી છેક જો. પર્વ. ૭

આ અવસર વદવાની વાત તો રહી ગઇ,
પર્વ મિથ્યાત્વી આવશે આજ કે કાલ જો:
સહુ નરનારી અરજ સારી ઉરમાં ધરી.
દૂર કરો બહુ વર્ષનું પેઠેલ સાલ જો. પર્વ. ૮

એહ મિથ્યાત્વી પર્વજતાં નાસી જશે,
દીર્ઘ સમયનું ભરાય શું આ ભુત જો;
મનાનંદ સુખ મળશે નિશ્ચે એહથી,
મિથ્યા પર્વનો ગર્વ ન રહે એક મુહૂર્ત્ત જો. પર્વ. ૯

## ૫. સાતવારની ગહુંલી.

( દેશી-હાંરે મારે આસો માસે શરદપુનમની રાત જો. )

હારે સખી સોમે સુણીયે ગુરૂની વાણી રસાલ જો,
વાણીરે ગુણ ખાણી જાણી ચિત્ત ધરોરે લોલ;
હાંરે સખી સોમપણું તજજો થાજો ઉદારજો,
દેજો દેજો દાનને જેથી સુખ વરોરે લોલ. ॥ ૧ ॥

હાંરે સખી મંગલ કરવા હરવા જગ જંજાલજો,
મંગલવારે તપ જપ કરજો પ્રેમથીરે લોલ,
હાંરે સખી મંગલમાળા વરસો અતિ ઉજમાલ જો,
કરશો જો જિન સેવા સાચા દીલથીરે લોલ ॥ ૨ ॥

હાંરે સખી બુધ્ધે બુદ્ધિ શુદ્ધિ કરી શ્રીકારજો,
પરનિન્દા ચાડીને ચુગલી પરહરોરે લોલ;
હાંરે સખી નીંદા કરતાં થાય પાપ અપારજો,
નિન્દા કરવાનો નિયમ સદા કરોરે લોલ. ॥ ૩ ॥

હાંરે સખી ગુરૂવારે ગુરૂ વારે દુઃખ અપારજો,
કહેણી તેવી રહેણી જો કરશું ખરીરે લોલ,
હાંરે સખી દેવગુરૂનો વિનય કરો ધરી પ્યારજો,
વિદ્યા ભણજો દીન દીન ખાસ વિનય વરીરે લોલ. ॥ ૪ ॥

હાંરે સખી શુકરવારે શું કરવા અવતારજો,
પામ્યા પામ્યા એવું ખાસ વિચારીએરે લોલ;
હાંરે સખી જન્મ મરણના દુઃખ હરવા નિરધાર જો,
દુર્લભ નરભવમળીઓ એવું ધારીએરે લોલ. ॥ ૫ ॥

હાંરે સખી શનિવારે નિવારો ચાર કષાયજો,
ભવજલ કુપે પડવાનું ન બને કદારે લોલ;
હાંરે સખી વીર વચન અનુસારે જો વર્તાય જો,
પામો પુરણ શાન્તિ સુખદાયક સદારે લોલ. ॥ ૬ ॥
હાંરે સખી રવી ઉગ્યો સોનાનો મ્હારે આજજો,
ગુરૂ દર્શનથી ઉમંગ અંગ બહુ લહુંરે લોલ;
હાંરે સખી રવીવારે સુર સારે સઘળાં કાજજો,
સાતે વારને ગાતાં મનને સુખ લહુંરે લોલ. ॥ ૭ ॥

## ૬. વૈરાગ્યની ગહુંલી.

( માતા મરૂદેવાના નંદ—એ રાગ )

જ્ઞાની ગુરૂ વિના ભાવજન
તરવાનું ઠેકાણું તુજને નહિં મળેજી,
તુજને નહિં મળેજી
સંત સેવ્યાના ફળથી દુઃખડા સહુ ટળેજી;
દુઃખડા સહુ ટળેજી
સંત સેવ્યાનાં ફળથી સુખડા સહુ મળેજી. ૧
સદ્દગુરૂનો મહિમા મોટો, કહેતાં ન આવે પાર,
એક પલકમાં પાર પહોંચાડે, શું કરીએ વિસ્તાર.જ્ઞાની. ૨
પંચ મહાવ્રત છે પાળક, ટાળક રાગને દ્વેષ,
શાંત હૃદય શીતળ વાણીથી, આપે ઘણો ઉપદેશ. જ્ઞાની. ૩
સિદ્ધિ સડક કેરો રસ્તો બતલાવે ગુરૂરાય,
સમજે નાહંને અવળો ચાલે, પછી તું ગોથાં ખાય. જ્ઞાની. ૪

દુર્લભ છે સદ્ગુરૂજી મળવા, દુર્લભ ધર્મને ધ્યાન,
પૂર્વ પુન્ય ઉદય જો જાગે, તો તું સુલભ માન. જ્ઞાની. ૫
એવો જોગ મળ્યો છે તુજને, ઘણેજ વરસે આજ,
કર સેવા ભક્તિ પ્રીતિથી, સરસે તારાં કાજ. જ્ઞાની. ૭
ગુરૂ ઉપકાર તણો બદલો એ. વળવો બહુ મુશ્કેલ,
કોટી જનમનાં ભવને કાપે, આપે અમર પદ વેલ. જ્ઞાની. ૭
વિજયધર્મસૂરિના પસાયે, પામ્યા છે પ્રાતબોધ,
ક્ષણે ક્ષણે સંભાળી ચિત્તમાં, સઘળી સઘળી નોંધ. જ્ઞાની. ૮
ઓગણીસ પંચોતેરની સાલે, રૂડો મહા માસ,
વંકપુર મંડલી સંત સેવાથી, મલે સદા સુખવાસ. જ્ઞાની. ૯

## ૭. ચેતન હિતશિક્ષા ગહુંલી.

( હા પીયુ પંખીડા—એ રાગ )

હાંરે ચેત હંસલડા, કાળ ગમાવ્યો અનંત જો,
લખ ચોરાસી માંહે તું તો બહુ ફર્યો રે લોલ;
હાંરે ચેત હંસલડા, તોય ન આવ્યો અંત જો,
પાપ અઘોર કરીને કોથી નહિં ડર્યો રે લોલ. ૧
હાંરે ચેત હંસલડા, કોઇક પુણ્ય પસાય જો,
ચઉગતિ ફરતા નરદેહ મલીયો મહેનતેરે લોલ;
હાંરે ચેત હંસલડા, ઉત્તમ કુળમાં આય જો,
ધર્મ ન પામે દેવગુરૂ જો મલે છતે રે લોલ. ૨
હાંરે ચેત હંસલડા, મોહ રૂપી છે શરીર જો,
મધુ બિંદુ દષ્ટાંતે લાલચ બહુ કરે રે લોલ;
હાંરે ચેત હંસલડા, વસ્તુ બધી છે અથિર જો,
કાળ રૂપી અજગર ઉંદર ડાળો કાતરે રે લોલ. ૩

હાંરે ચેત હંસલડા, જ્ઞાની વાંચે વખાણુ જો,
ઓળખાવે જીવ જંતુ વિધ વિધ ભાતનારે લોલ;
હાંરે ચેત હંસલડા, કેમ રહે તું અજાણુ જો,
નટ ખેલે ભવ કીધા નવ નવી જાતનાંરે લોલ. ૪

હાંરે ચેત હંસલડા, સદ્‌ગુરૂ આપે બોધ જો;
હૃદય વિચારી કરજે જીવને વારતારે લોલ;
હાંરે ચેત હંસલડા, સાચી વસ્તુ શોધજો,
સદ્‌વર્તન ધારી મન કરજે થિરતારે લોલ. ૫

હાંરે ચેત હંસલડા, માયા મોહ જંજાળ જો,
હરતા ફરતા કર્મ બંધ બહુલા પડે રે લોલ,
હાંરે ચેત હંસલડા, બળતી અગ્નિની ઝાળ જો,
જેહ ફસાણા નરજીવ સરવે આથડેરે લોલ. ૬

હાંરે ચેત હંસલડા, કેટલી દઉં તુને શીખ જો,
પુણ્ય વિનાની રચના તો નવી પામીએ રે લોલ;
હાંરે ચેત હંસલડા, કેટલી દઉં તુને શીખ જો,
આપીને કંઈ વસ્તુ દુઃખ વિરામીએ રે લોલ. ૭

હાંરે ચેત હંસલડા; પુણ્યની બાંધો પાળ જો,
આપ્યા વિણુ મલશે તુજને સદ્‌ગતિ રે લોલ;
હાંરે ચેત હંસલડા, કાળ કરે છે કરાળ જો,
ખબર નથી જે થાશે તારી ગતિ રે લોલ. ૮

હાંરે ચેત હંસલડા, કાયા કાચો કુંભ જો,
ફુટયા પછી એ સાજો તે તો નવી થશે રે લોલ;

હાંરે ચેત હંસલડા, ગરીબ તવંગર ભૂપ જો,
પંખી ટોળું મલીયું પાછું ક્યાં જશેરે લોલ. ૯
હાંરે ચેત હંસલડા, દેવ ગુરૂ ગુણ ગાય જો,
નવ નવ રંગે ભક્તિ કર ભરપુરથી રે લોલ;
હાંરે ચેત હંસલડા, તો સારી ગતિ તુજ થાય જો,
વંકપુર મંડળી કહે કર જોડી હર્ષથી રે લોલ. ૧૦

## ૮. શ્રાવક આચાર વિષે ગહુંલી.

( ઓધવજી સંદેશો કહેજો શ્યામને—એ રાગ )

ગુરૂની વાણી મીઠી સાકર સેલડી,
પીતાં મારા હૈયે હરખ ન માયજો;
ચંદરવા બાંધો ઘરમાં શ્રાવક સહુ,
જીવદયા પળે તનનું રક્ષણ થાયજો. ગુરૂની. ૧

ગળીને પાણી પીજે નયણે નીરખી,
હોકો બીડી પીવો નહિં ધરી ધર્મજો;
આદુ લસણ ને ડુંગળી કહો કેમ ખાઇએ,
જેથી દુઃખદાયી બહુ લાગે કર્મજો. ગુરૂની. ૨

રાત્રી ભોજન શ્રાવકને કરવું નહિં,
પંખી પણ રાત્રે નવી ખાણું ખાયજો;
ઉત્તમ શ્રાવક કુળ પામી જો ખાયજો;
તો શું શ્રાવક નામ ધરી મલકાયજો. ગુરૂની. ૩

કપટે કુડું આળ ન દીજે કોઇને,
આગમ વાણી સાંભળીએ બહુ માનજો;
માનવ ભવ પામીને જન્મ સુધારીએ,
કદી ન કરીએ દેવ ગુરૂ અપમાનજો. ગુરૂની. ૪

ટંટા ઝઘડા ધર્મ કર્મમાં નવી કરો,
ગુરૂ આજ્ઞા ધરો કરો કદાગ્રહ ત્યાગજો;
અભક્ષ્યાદિક વસ્તુ ભક્ષણ નહિં કરો,
શ્રાવક કરણી કરોએ ધરી મન રાગજો. ગુરૂની. ૫
જુઠી માયા બાજીગરની બાજીમાં,
જુઠી માયા જગત તણી ક્ષણ નાશજો;
સત્ય સ્વરૂપ આતમનું જ્ઞાને જાણતા,
બુદ્ધિસાગર **तत्वमसि** પદ આશજો. ગુરૂની. ૬

## ૯. સ્ત્રી ધર્મ વિષે હિતશિક્ષા ગહુંલી.

( ઓધવજી સંદેશો કહેજો શ્યામને–એ રાગ )

શાણી સ્ત્રીને શિખામણ છે સહેજમાં,
શીયળ પાળો મનમાં ધારી ટેક જો;
શ્રદ્ધા ભક્તિ વિનય વિચારે ચાલવું,
સત્યાસત્યનો મનમાં કરી વિવેક જો. શાણી. ૧

દયા દાન આભૂષણને કંઠે ધરો,
ક્રોધાવેશે કદી ન દેવી ગાળજો;
દેરાણી જેઠાણી સાથે સંપીને,
વર્તે કરતી કુટુંબની સંભાલજો. શાણી. ૨
કુળ લક્ષ્મીથી કુલી થાય ન ફાળકો,
પ્રાતઃકાળે પડતી સાસુ પાય જો;
અભક્ષ્ય ભક્ષણ પ્રાણાંતે પણ નહિ કરે,
દેવ ગુરૂનાં દર્શન કરીને ખાય જો. શાણી. ૩
રડવું રોવું નિર્લજ વાણી ભાખવી,
કરતી તેનો સત્ય ટેકથી ત્યાગ જો;

સારી સ્ત્રીની સોબત કરતી પ્રેમથી,
વીતરાગ ધર્મે વર્તે મને રાગ જો. શાણી. ૪
પાડોશીની સાથે વર્તે પ્રેમથી,
પર પુરૂષની સાથે હાસ્ય નીવાર જો;
મિષ્ટ વચન મમતાથી હરખે બોલતી,
ધન ધન એવી સ્ત્રીનો જગ અવતાર જો. શાણી. ૫
નિંદા ઝગડા વેર ઝેરથી વેગળી,
સહુના સારામાં મનડું હરખાય જો;
"બુદ્ધિસાગર" બાળક ગુરૂણી માત છે,
સારી સ્ત્રીથી કુટુંબ સુખીયું થાય જો. શાણી. ૬

## ૧૦. અપૂર્વ અવસર ગહુંલી.

( ઓધવજી સંદેશો–એ રાગ )

અપૂર્વ અવસર એવો ક્યારે આવશે,
શત્રુમિત્ર પર વરતે ભાવ સમાન જો;
માયા મમતા બંધન સર્વ વિનાશીને,
ક્યારે કરશું અનેકાન્ત નય ધ્યાન જો. અપૂર્વ. ૧

શુદ્ધ ભાવમાં રમણ કરીશું ટેકથી,
ષડ દ્રવ્યોનું કરીશું ઉત્તમ જ્ઞાન જો,
અનુભવામૃત આસ્વાદીશું પ્રેમથી,
સરખા ગણશું માન અને અપમાન જો. અપૂર્વ. ૨

પિંડસ્થાદિક ચાર ધ્યાને ધારશું,
બાર ભાવના ભાવીશું નિશદિન જો;
સ્થિરોપયોગ શુદ્ધ રમણતા આદરી,
ધ્યાન દશામાં થાશું બહુ લયલીન જો. અપૂર્વ. ૩

સર્વસંગનો ત્યાગ કરીશું જ્ઞાનથી,
બાહ્યોપાધી જરા નાહિ સંબંધ જો;
શરીર વર્તે તોપણ તેથી ભિન્નતા,
કદિ ન થઇશું મોહ ભાવમાં અંધ જો. અપૂર્વ. ૪

શુદ્ધ સનાતન નિર્મળ ચેતન દ્રવ્ય જે,
ક્ષાયિક ભાવે કરશું આવિર્ભાવ જો;
ઐક્યપણું લીનતાને આદરશું કદિ,
ગ્રહણ કરીને ઔદાસીન્ય સ્વભાવ જો. અપૂર્વ. ૫

પ્રતિ પ્રદેશે અનંત શાશ્વત સુખ છે,
આવિર્ભાવે તેનો કરશું ભોગ જો;
બુદ્ધિસાગર પરમ પ્રભુતા સંપજે,
ક્ષાયિકભાવિ સાધો નિજગુણ યોગ જો. અપૂર્વ. ૬

## ૧૧. ગુરૂ ગુણ ગહુંલી.

( ઓધવજી સંદેશો—એ રાગ )

વંદુ વંદુ સમક્તિ દાતા સદ્ગુરૂ,
પંચમહાવ્રત ધારક શ્રી મુનિરાયજો;
ઉપશમ ગંગાજળમાં નિશદિન ઝીલતા,
મનમાં વર્તે આનંદ અપરંપાર. જો. વંદુ. ૧

અનેક ગુણના દરિયા ભરિયા જ્ઞાનથી,
પડે ન પરની ખટપટમાં તલભાર જો;
સદુપદેશે સાચું તત્ત્વ જણાવીને,
સંયમ અર્પી કરતા જન ઉદ્ધાર જો. વંદુ. ૨

અન્તરના ઉપયોગે વિચરે આત્મના,
યોગ્ય જીવને દેતા યોગ્યજ બોધજો;
અસંખ્ય પ્રદેશે સ્થિરતા ધ્યાને લાવતા,
સંયમ સેવી કરતા આશ્રવ રોધજો. વંદુ. ૩

ત્રસ સ્થાવરના પ્રતિપાલક કરૂણામયી
ભાવદયાની મૂર્તિ સાધુ ખાસ જો;
જ્ઞાતા ભ્રાતા ત્રાતા માતા સદ્‌ગુરૂ,
સદ્‌ગુરૂના બનીએ સાચા દાસજો. વંદુ. ૪

ત્રણ ભુવનમાં સેવ્ય સદાશ્રી સદ્‌ગુરૂ,
દ્રવ્ય ભાવથી સંયમના ધરનારજો;
ભવજલધિમાં ઉત્તમ નૌકા સદ્‌ગુરૂ,
સદ્‌ગુરૂ નૌકાથી ઉતરો ભવપાર જો. વંદુ. ૫

ગુરૂ ભક્તિથી ગુરૂવાણી ધરે,
ગુરૂભક્તિથી ઉત્તમ ફળ નિર્ધારજો;
સદ્‌ગુરૂ દ્રોહી દ્વેષી દુર્જન ત્યાગશો,
પરબ્રહ્મની પ્રાપ્તિ શીઘ્ર થનાર જો. વંદુ. ૬
કાલકાલમાં ગુરૂની ભક્તિ દોહીલી,
ગુરૂભક્તો પણ :વિરલા જણ દેખાયજો;
દૃષ્ટિ રાગમાં ભૂલી દુનિયા બાવરી.
કસ્તુરી મૃગ પેઠે બહુ ભટકાય જો. વંદુ. ૭

સદ્‌ગુરૂ દાસ બન્યા પણ જ્ઞાન ન સંપજે,
સમજી સાચો સાર ગ્રહો નરનાર જો;
બુદ્ધિસાગર સદ્‌ગુરૂ શ્રદ્ધા ભક્તિથી,
ઉતરો પ્રાણી ભવસાગરની પાર જો. વંદુ. ૮

## ૧૨. ગુરૂ મહારાજ વિહાર કરે તેવા સમયમાં ગાવાની ગહુંલી.

ગુરૂરાજ વિહાર કરશો નહિં, જાણી સેવક સોચ કરે ઘણો;
કોણ સુણાવશે સિદ્ધાંત, ગુરૂરાજ વિહાર કરશો નહિં;
મીઠી વાણીને નિર્મળ વાકયથી, બોધ આપશે આવો હવે કોણ.
ગુરૂરાજ. ૧

પૂરા પુણ્યે મળ્યો જોગ આપનો, તજ્યો તેહ કેમ તજાય.
ગુરૂ. ૨

બોધ આપી પાષાણો પલાળીઆ, પાયું ધર્મ રૂપી શુભ નીર.
ગુરૂ. ૩

કોઇ દિન ઉપાશ્રયેનવી આવતા, એહવા ક્યાં જઇ પામશે બોધ.
ગુરૂ. ૪

અનાચારીયે આડો મારગ મૂકીયો, સુણી આપ તણો ઉપદેશ.
ગુરૂ. ૫

અતિ છઠ્ઠ અઠ્ઠમ થતાં હોંશથી, થશે એકાસણું કદિ એક.
ગુરૂ. ૬

હીરો હાથમાં આવ્યો પાછો જાય છે, દીવો જ્ઞાનનો ગોતીશું ક્યાંઇ.
ગુરૂ. ૭

સિંહ સમુ સિંહાસન શોભતું, તે ખાલી જોયું કેમ જાય.
ગુરૂ. ૮

નરનારી ભરે છે નીર નેત્રમાં, ઘર કામ કાંઈ ન સુઝે કાંઇ.
ગુરૂ, ૯

કહે કેશવ બેહુ કર જોડીને, કરો ફાગણ ચોમાસું અહિં
ગુરૂ. ૧૦

## ૧૩. પર્યુષણની ગહુંલી.

( હાંરે મારે ધર્મના—એ રાગ )

હાંરે મારે દિવસ ધર્મનાં શ્રાવણ ભાદ્રવ માસ જો,
તે માંહે શ્રી પર્વ પજોસણ જાણીએરે લોલ;
હાંરે મારે ત્રણસે સાઠ દિવસમાં કીધાં પાપ જો,
આઠ દિવસમાં ધોવા ધર્મનાં પાણીએરે લોલ. (૧)

હાંરે મારે ભાવિક લોકો સર્વ મલી મનરંગ જો,
દેરે અપાસરે દેવ ગુરૂ આરાધતા રે લોલ;
હાંરે મારે તપ જપ પૂજા ભક્તિ ભાવના જાણજો.
અજર અમર પદ શીવતરૂ સુર તરૂ સાધતારે લોલ. (૨)

હાંરે મારે છઠ્ઠ અઠ્ઠમ તપ આઠ કરો ઉપવાસ જો,
માસખમણને પાસખમણ તપશ્ચર્યા કરે રે લોલ;
હાંરે મારે જીવ દયાને જ્ઞાન દાન વિસ્તાર જો,
સ્વામી ભકિત નિર્મલ હૃદયે આદરોરે લોલ. (૩)

હાંરે મારે સામાયિક પડિક્કમણાં પોષહ વ્રત જો,
જીવાજોની લાખ ચોરાશી ખમાવીએ રે લોલ;
હાંરે મારે ખમતખામણાં કરવા સંઘ સમક્ષ જો,
જો રૂઠકા સાજન માજનને મનાવીએરે લોલ. (૪)

હાંરે મારે સાતે ક્ષેત્રે મદદ કરો ભલી ભાત જો,
ચંચલ લક્ષ્મી ખરચી લહાવો લીજીએ રે લોલ;
હાંરે મારે કાયા માયા સફળ કરો ભવ્ય જીવજો,
જન્મ મરણનાં દુઃખડાં ફેર ન લીજીએ રે લોલ. (૫)

હાંરે મારે ચઉગતિ ચુરણ ચોથ સંવત્સરી પર્વ જો,
ચોકખે ચીત્તે ચતુર થઈ ચૂકો નહિ રે લોલ;

હાંરે મારે ચારે સરણાં ચાર પ્રકારે ધર્મ જો,
ચોથા આરાનાં સુખડાં તે મિલસે સહીરે લોલ. (૬)

હાંરે મારે પર્યુષણની કથા સુણો ધરી પ્રેમ જો,
ત્રિવિધે ત્રિવિધે પાપકર્મ વોસરાવીએ રે લોલ;
હાંરે મારે કર્મ નિકાચિત ક્ષણ કારણ શ્રી પર્વ જો,
આરાધન કરી ધર્મરત્ન પદધ્યાવજો રે લોલ. (૭)

## ૧૪. પર્યુષણની ગહુંલી.

( આદિને અરિહંતને રે-એ રાગ )

પર્વ પર્યુષણ આવીઆં, ધર્મ કરો ભવી લોક સલુણા,
બારે માસમાં મોટકારે, આઠ દીવસ શુભ જોગ સલુણા. ૧

ધર્મ ધ્યાન કરો ભાવશું રે, અઠ્ઠાઇના વ્યાખાન. સલુણા,
ચોથ છઠ્ઠ અઠ્ઠમ કરો રે, પડિકકમણાં પચ્ચખાણ સલુણા. ૨

કલ્પ સૂત્ર સુણો ભાવશું રે, એકવીશ વર્ષ પર્યંત સલુણા,
વીર કહે ગૌતમ પ્રત્યે રે, તે જીવ મોક્ષ લહંત સલુણા, ૩

મંદ કસાયી આતમારે, પર્યુષણે તરી જાય સલુણા,
કુમતિ કદાત્તહી બાપડા રે, પર્યુષણે ડુબી જાય સલુણા. ૪

બાર માસના પાપને રે, ધોઈ નિર્મલ થાય સલુણા,
પર્વાધિરાજ પસાયથી રે, તીર્થાધિરાજ થવાય સલુણા. ૫

ત્રણ પાંચ દોય આદરો રે, સાત આઠ કરો દૂર સલુણા,
ચાર પાંચ દશ બારથી રે, ધર્મરત્ન સુખ પૂર સલુણા. ૬

# શ્રી મહાવીર પ્રભુના ગુણગાન.

( રાગ—સાંભળજો મુનિ સંયમ રાગે... )

ત્રીશલા નંદન વંદન કરીએ, સ્મરીએ શ્રી વર્દ્ધમાન રે;
ભવદુઃખ હરવા શિવસુખ વરવા, કરીએ નિત્ય ગુણગાનરે....ત્રીશલા૦

જગ ઉપગારી સહુ સુખકારી, શાસનના સુલતાન રે;
જન્મ થતાં જેણે સહુને આપ્યું, પૂરણ શાન્તિ સ્થાન રે....ત્રીશલા૦

બાલપણામાં ચરણ અંગુઠે, મેરૂ ડગાવ્યો જાણ રે;
આપણ નમીએ નેહે નિશદિન, તે શ્રી વીર ભગવાનરે....ત્રીશલા૦

આમલકી ક્રિડામાં નક્કી, આવ્યો સુર અજ્ઞાન રે;
અતુળ બળ શ્રી જિનનું જાણી, નાઠો તજી નિજ માન રે....ત્રીશલા૦

સંગમ સુરના ઉપસર્ગોથી, અડગ રહ્યા ધૈર્યવાન રે;
કર્મ બિચારે બાંધ્યાના આંસુ, પાડે પ્રભુ ગુણવાન રે ...ત્રીશલા૦

ચંદનબાળા સતી સુકુમાળા, બાકુળાનું દાન રે;
લોહની બેડી તોડી, ઉદ્ધરી, ઉરમાં ધરીને ધ્યાન રે....ત્રીશલા૦

ગુણ અનંતા એ વીર કેરા, ગાવો થઈ મસ્તાન રે;
"ભક્તિ" ભાવે વીર ચરણમાં, આવી કરો ગુલતાન રે....ત્રીશલા૦



## પરમાત્માનુ સ્તવન

વિનતડી મનમોહન મારી સાંભલો,
હું છું પામર પ્રાણી નીપટ અબુઝજો;
લાંબુ ટુંકુ હું કાંઇ જાણુ નહિ,
ત્રીભુવન નાયક તહારા ઘરનું ગુજજો.

વિનતડી. ॥ ૧ ॥

પેલા છેલા ગુણઠાણુાનો આંતરો,
તુજ મુજ માંહે આબેહુબ દેખાય જો;
અંતર મેરૂ સરસવ બીંદુ સીંધુનો,
શી રીતે હવે ઉભય સંધ સધાયજો.

વિનતડી ॥ ૨ ॥

દોષ અઢારે પાપ અઢારે તેં તજ્યા,
ભાવ દીશા પણ દુરે કીધ અઢારજો;
સઘળા દુર્ગણ પ્રભુજી મેં અંગીકર્યા,
શી રીતે હવે થાઉં એકાકારજો.

વિનતડી ॥ ૩ ॥

ત્રાસ વીના પણ. આણા માને તાહરી,
જડ ચેતન જે લોકાલોક મંડાણજો.
હું અપરાધી તુજ આણા માનું નહિ;
કહો સ્વામી કીમ્ પાંમુ નિર્વાણજો.

વિનતડી. ॥ ૪ ॥

અંતરમુખની વાતો વીસ્તારી કરૂં,
પણ ભીતરમાં કોરો આપોઆપજો;
ભાવ વીનાની ભક્તિ લુખી નાથજી,
આશિષ આપો, કાપો સઘળાં પાપજો.
વિનતડી. ॥ ૫ ॥

યાદૃશ આણુ સુક્ષ્મતર પ્રભુ તાહરી,
તાદૃશ રૂપે મુજથી કદીયે ન પળાયજો;
વાત વીચારી મનમાં ચીંતા મોટકી,
કોઇ બતાવો સ્વામી સરલ ઉપાયજો.
વીનતડી. ॥ ૬ ॥

અતિશય ધારી ઉપકારી પ્રભુ તું મલ્યો;
મુજ મન માંહે પુરો છે વિશ્વાસજો;
ધર્મ રત્ન ત્રણ નીર્મળ રત્ન આપજો,
કરજો આતમ પરામાતમ પ્રકાશજો.
વિનતડી. ॥ ૭ ॥

## ॥ શ્રી. નંદિષેણ મુનિની સઝાય ॥

ઢાલ–પહેલી.

રાજગ્રહી નગરીનો વાસી, શ્રેણીકનો સુત સુવિલાસી;
હો મુનિવર વૈરાગી
નંદિષેણ દેશના સુણી ભીનો, નાના કરતા વ્રત લીનો. હો.॥૧॥

ચારીત્ર નીત્ય ચોખું પાલે, સંજમ રમણીશું મહાલે; હો.
એક દીન જિન પાચે લાગી, ગૌચરીની અનુમતિ માગી. હો ॥૨॥

પાંગરીયો મુનિ વોહરેવા, ક્ષુધા વેદની કર્મ હરેવા; હો.
ઉંચ નીચ મધ્યમ કુલ મોટા; અટતો સંજમ રસ લોટા. હો. ॥૩॥
એક ઉંચો ધવલ ઘર દેખી. મુનિવર પેઠો શુદ્ધ ગવેષિ. હો.
તીહાં જઇ દીધો ધર્મ લાભ વેશ્યા કહે ઇંહાં અર્થ લાભ, હો. ॥૪॥
મુનિ મન અભિમાન આણી, ખંડ કરી નાખ્યું તરણું તાણી; હે
સોવન વૃષ્ટી હુઈ બાર કોડી, વેશ્યા વનીતા કહે કર જોડી. હો ॥૫॥

ઢાલ બીજી

થારે માથે પંચરંગી પાઘ સોનાનો છોગલો મારૂજી એ દેશી

થેં તો ઉભા રહીને, અરજ અમારી સાંભલો સાધુજી;
થેંતો મોટા કુલના જાણી, મુકી દયો આંબલો સાધુજી. ॥૧॥
થેં તો લઇ જાઓ સોવન કોડી, ગાડા ઉંટે ભરી સાધુજી;
નહિં આવે અમારે કામ, થ્હો પાછા ફરી સાધુજી. ॥૨॥
થારે કેસારીયે કસબીને, કપડે મોહી રહી સાધુજી;
થારી મૂર્તિ મોહનગારી, જગતમાં સોહી રહી સાધુજી. ॥૩॥
થારી આંખડીયારોનીકો, પાણી લાગણો સાધુજી;
થારો નવલો જોબન વેષ, વિરહ દુખ ભાંગણો. સાધુજી ॥૪॥
એતો જંત્ર જડીત, કપાટ કુંચી મે કર ગ્રહી; સાધુજી
મુનિ વળવા લાગ્યો જામ કે, આડી ઉભી રહી. સાધુજી ॥૫॥
મેંતો ઓછી સ્ત્રીની જાત, મતી કરી પાછલી; સાધુજી
થેંતો સુગુણ ચતુર સુજાણ, વીચારો આગલે. સાધુજી ॥૬॥
થેંતો ભોગ પુરંદર, હું પણ સુંદરી સારી સાધુજી
થેં તો પહેરો નવલા વેષ, ઘરેણા જરતરી. સાધુજી ॥૭॥

મણી મુક્તાફલ મુગટ, બીરાજે હેમના; સાધુજી
અમે સજીયે સોલ સણગાર કે, પીઉ રસ અંગના. સાધુજી ॥૮॥
જે હોય ચતુર સુજાણ કે, કદીયે ન ચુકસે; સાધુજી
એહવો અવસર સાહેબ, કદીયે ન આવસે. સાધુજી ॥૯॥
એમ ચિંતે ચીત્ત મોઝાર કે, નંદિષણ વાહલો; સાધુજી
રહેવા ગણીકાને ધામ કે, થઈને નાહલો સાધુજી. ॥૧૦॥

ઢાલ ત્રીજી

રાગ. પ્રથમ ઢાલ પ્રમાણે

ભોગ કરમ ઉદયે તસ આવ્યો, શાસન દેવીએ સંભલાવ્યો;
હો મુનિવર વૈરાગી.
રહયો બાર વરસ તસ આવાસે, વેષ મેલ્યો એકણ પાસે. હો. ॥૧॥
દસ નર દીન પ્રતિ બુઝે, દીન એક મુરખ નવી બુઝે; હો.
બુઝવતા હુઈ બહુ વેળા, ભોજનની થઇ અવેળા. હો. ॥૨॥
કહે વેશ્યા ઉઠો સામી, એહ દસમો ન બુઝે કામી; હો.
વેશ્યા વનીતા કહે ધસ મસતી, આજે દસમા તુંમે એમ હસતી.
હો. ॥૩॥
એહ વચણ સુણીને ચાલ્યો, ફરી સંજમશું મન વાળ્યો; હો.
વેષ લઈ ગયો જિન પાંસે, ફરી સંજમ લીયો ઉલ્લાસે. હો ॥૪॥
ચારીત્ર નીત્ય ચોખું પાલી, દેવલોકે ગયો દેઈ તાલી; હો.
તપ જપ સંજમ કીયા સાધી, ઘણા જીવને પ્રતિબોધી. હો. ॥૫॥
જયવીજય ગુરૂનો શીસ, તસ હરખ નમે નીશદીશ; હો.
મેરૂવિજય એમ બોલે, એહવા ગુરૂને કુણ આવે તોલે. હો. ॥૬॥

સમાપ્ત.

